# અષો

# સ્પીતમાન જરથુશ્ત્રની

# જીંદગી અને શિક્ષણો

ખાસ જરથોસ્તી બાળકો માટે.

લખનાર

કેપટન સોહરાબ રૂસ્તમજી [illegible],

એ. આઈ. આર. ઓ.

**જ઼રથુશ્ત્રેમ અષવનેમ અષહે રતુમ યજમઇદે**
**જ઼રથુશ્ત્રહે અષઓનો ફ઼્રવષીમ યજમઇદે.**

અશોઇના સરદાર અશો જરથુસ્ત્રને હમો વખાણયે છીએ.
જરથુસ્ત્રનાં અશો ફ઼રોહરને હમો વખાણ્યે છીએ.

# અશો સ્પીતમાન જરથુશ્ત્રની જીંદગી અને શિક્ષણો.

---

ખાસ જરથોસ્તી બાળકો માટે.

---

લખનાર,

કેપટન સોહરાબ રૂસ્તમજી બામજી, એ. આઇ. આર. ઓ.



મુંબાઇ.

૧૯૨૯.

કીંમત આના દસ.

માહરાં વ્હાલાં સાસુજી

મરહુમ બાઇજી ધનબાઇજી મંચેરજી મોદીની

પવિત્ર યાદને

આ નાનકડું પુસ્તક

સઘળાં માન અને પ્યાર સહીત

અર્પણ કરૂં છું.

લા० સોહરાબ રૂસ્તમજી બામજી.

# પ્રસ્તાવના.

કેપટન સોહરાબ રૂસ્તમજી બામજી આપણી કોમનાં હીત માટેનાં ઘણુંએક મંડળો તથા કાર્યોમાં ઉલટભર્યો ભાગ વર્ષો થયાં લેતા આવ્યા છે. થોડા વખતની વાત ઉપર તેઓએ પવિત્ર ગાથાવાણીનો સાર જરથોસ્તીઓના સાધારણ ઉપયોગ માટે પ્રગટ કરી, કોમની એક કીમતી સેવા બજાવી હતી. હાલમાં તેઓએ પારસી બાળકો માટે આપણા પયગમબર સાહેબ અશો જરથુશ્ત્રની જીંદગીનો ટુંક અહેવાલ બાળકોને બરનો લખ્યો છે. આ આવકારદાયક પુસ્તકમાં પયગમબર સાહેબની જીંદગીનો એકેક બનાવ લઇ, તેને સરળ, સાદી, બાળકોને રૂચતી ભાષામાં એક નાનાં પ્રકરણમાં રજુ કરવામાં આવ્યો છે અને તે ઉપરથી નીકલતો નૈતીક સાર, છેડે થોડા યોગ્યો શબ્દોમાં જણાવવામાં આવ્યો છે. આ રીતે વક્ષુરે વક્ષુરાન અશો જરથુશ્ત્રની જીંદગીથી, બાળકો હરખ અને ઉલટ સાથે વાર્તા રૂપે વાકેફગાર થશે, એટલુંજ નહિ, પણ તે મહાન પયગમબરની જીંદગીમાંથી જે કીમતી બોધો આપણને મળે છે, તે સઘળા આપણાં બાળકોના કુમલાં મગજો ઉપર સારી રીતે ઠસાવી શકાશે.

આ પુસ્તકના એક ભાગ તરીકે કેપટન બામજીએ પોતાની "પવિત્ર ગાથાવાણીનાં શિક્ષણો" ની કેતાબનો ઉમેરો કર્યો છે, જે એક કાંકડે બે પક્ષી મારવા જેવું છે, અને તે ઘણુંજ દરોબસ્ત છે. આથી આપણાં બાળકો પેગમબર અશો જરથુશ્ત્રની જીંદગીથી વાકેફ થવા સાથે, તેવણ સાહેબના પોતાના ગાથાનાં શીક્ષણોથી પણ માહીતગાર થશે.

આપણા માનવંત પેગામબર સાહેબની જીંદગીથી આપણાં બચ્ચાંઓને માહીતગાર કરવાની અને તે માનવંત સઓષ્યન્ત તરફ તેમનો ભકતીભાવ, બાળકોની મનોવૃત્તિને યોગ્ય થાય એવાં સાંધનો મારફતે, ઉતપન કરવાની જે શુભ નેમ કેપટન બામજીએ રાખી છે, તે આ કેતાબની મારફતે સારી રીતે પાર પડશે, એમાં સંદેહ નથી.

આજના જમાનામાં આપણાં બાળકોને નાની વય, જ્યારે તેમના મન ઉપર પડેલી છાપ અતી ઉપ્યોગી તથા કાયમની થઇ પડે, ત્યારથી પોતાના બુલંદ મજહબ તરફ પ્રેમ, માન, તથા ભકતીભાવ ધરાવનારાં બનાવવાની વિશેષ જરૂર છે, અને આ શુભ કાર્યમાં કેપટન બામજીનું આ નાનકડું પુસ્તક કીમતી મદદ આપશે.

કેપટન બામજીને આ ઉપયોગી કાર્ય માટે મુબારકબાદી આપું છું, અને એમની નેક ઇચ્છા પાર પડે, અને બીજાં અનેક કોમ ઉપયોગી કામો કરવા પાક અહુરમઝદ એમને બુધ્ધી, પ્રેરણા તથા શક્તિ બક્ષે એવી દુવા ગુજારૂં છુ.

જે. જ. વીમાદલાલ.



# કર્તા તરફના બે બોલ.

———:o:———

વ્હાલાં જરથોસ્તીઓ,

ધી ગ્રાંટરોડ પારસી એસોસીએશનના ઑનરરી સેક્રેટરી તરીકે ફરજ બજાવતાં, જરથોસ્તી બાળકોમાં શુદ્ધ ઉચ્ચારે અવસ્તા ભણવાની અને તેનો સાર સમજવાની હરીફાઇ કરાવવાનું કામ આ કમતરીને માથે ઉઠાવ્યું, અને ચાલુ ત્રણ વરસો સુધી આ કામ બજાવતાં માલમ પડયું, કે આપણાં જરથોસ્તી બાળકો, પાક અવસ્તાનું ભણતર ઘણીજ અશુદ્ધ રીતે ભણે છે, અને ઘણીક વખતે કંપારી છુટે એવા ઉચ્ચારો કરે છે. આ નહિ ઇચ્છવાજોગ હાલત દુર કરવાની એક અખત્રા રૂપી કોશેશ કરવાના હેતુથી, ધી ગ્રાંટરોડ પારસી એસોશીએશનની બાંહેધરી હેઠળ નાના બાળકોને શરૂઆતથીજ શુધ્ધ ઉચ્ચારે ભણવા અને તેનો સાર સમજતાં શીખવવા એક કલાસ કાંઇ પણ ફી લીધા વગરનો તા૦ ૧૮–૧૧–૨૮ ના દીનથી શરૂ કરવામાં આવ્યો છે, અને ખુદાના શુક્ર કરૂં છું કે ત્યાં સારૂં કામ ચાલી રહ્યું છે. આ કલાસમાં શરૂઆતમાં બાળકોએ જરથુશ્ત્ર સાહેબ કોણ હતા, અને તે સાહેબનો ધર્મ શું શીખવે છે તે બાબેનાં જ્ઞાનની સંપુર્ણ કોતાહી જાહેર કરી હતી. આ કમતરીને આ કલાસ શરૂ કરવાને પહેલેજ દીવસે બાળકોને સવાલ કર્યો કે "આપણાં પેગામબર સાહેબનું નામ શું"? તો કેટલાંક બે-ખબર બાળકોએ જવાબ આપ્યો "ખોદાયજી." આ જવાબ સાંભળતાંજ આ અદના સેવકને વીચાર આવ્યો કે મુંબઇની જરથોસ્તી જશન કમીટીનાં આવા સુંદર શીક્ષણો છતાં આટલી હદે બાળકો બે-ખબર કાંય હશે? પણ જરા વીચાર કરતાં માલમ પડે છે કે તેમાં જશન કમીટી કે તેનાં શીક્ષકોનો કશો પણ વાંક નથી, પણ જે બે-ખબર અને બે-દરકાર માતપીતાઓ જશન કમીટી તરફથી જે ધર્મ શીક્ષણ અપાય છે તે નીશાળોમાં બાળકોને મોકલવાની કાળજી ન રાખી

તેનો લાભ લેતા ન હોય, તેમજ પોતે પણ બે-ખબર અને અભણ હોય તેઓનો છે. ટુંકમાં ઉપર જણાવ્યા મુજબનો અનુભવ મલ્યો તેજ દીવસે આ અદના સેવકે વીચાર કર્યો કે, આપણાં વ્હાલાં બાળકોને આપણા પ્યારા પેગામબર અશો જરથુસ્ત્ર અને તેવણની જીંદગી તેમજ તે ઉપરથી મળતાં શીક્ષણોથી બને તેમ વાકેફ કરી ભવીશની ઓલાદ, બે-ખબર ન નીવડે તે માટે કોશેશ કરવી. આ વીચારથી નાનાં બાળકો સમજી શકે તેવી ભાષામાં એક નાની કેતાબ રચી, તે સ્કુલે જતાં બાળકોના હાથમાં મુકવી, અને બની શકે તો રોજીંદા અભ્યાસ તરીકે તે વંચાય, તે માટે પગલાં ભરવાં, એવો આ અદનાં સેવકનો પ્રયાસ છે. આ વીચાર આ કમતરીનનાં મગજમાં ઘોળાયા કરતો હતો, તેજ વખતે એતેફાકથી મારા મેહેબાન મીત્ર શેઠ **મેરવાનજી ફરામજી સરવેયરનો** મેલાપ થતાં તેવણે જાણે મારા વીચારો જાણ્યા હોય તેમ સુચવ્યું કે જેમ ખ્રીસ્તી બાળકો માટે પૈગામબર જીસસ ક્રાઇસ્તની જીંદગી બાબે કેતાબ છે, તેમજ જરથોસ્તી બાળકો માટે મારે એક કેતાબ બહાર પાડવી. મારા વીચારોને આમ ટેકો મળવાથી આ અદના કોશેશ ચાલુ કરી છે.

અત્રે મારે જણાવી દેવું જોઇએ કે દુન્યાની અંદર થઇ ગએલા પેગામબરોમાં સૌથી આલા દરજ્જાના પેગામબર અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબની જીંદગી વિષે સંખ્યાબંધ પુસ્તકો અનેક ભાષાઓમાં બહાર પડયાં છે, પણ તે મોટે ભાગે ઉમ્મરે પુગેલાંઓ સમજી શકે તેવાં હોવાથી, આ નાનુ પુસ્તક માત્ર નાના કુમળી વયના બાળકોને, તેઓને વાંચવા અને સમજવા ગમે, તેવી રીતે તૈયાર કરવાની કોશેશ કરૂં છું.

અશો જરથુસ્ત્ર સાહેબ જે શીક્ષણો આપી ગયા છે તે પવિત્ર ગાથા વાણીમાંથી ચુંટી કહાડી "અશો જરથુસ્ત્રના ગાથાના શીક્ષણો" નાં નામ હેઠળ એક ઘણીજ નાની કેતાબ રૂપે, આ અદના સેવકે યઝદજરદી સને ૧૨૯૮ નાં રેવાજી નવાં વરસ ટાંકણે બહાર પાડી હતી. આ કેતાબની એકેએક નકલ માત્ર ૧૮ દીવસની ટુંક મુદતમાં ખપી ગઇ હતી. આ

બનાવ દેખાડે છે કે જરથોસ્તીઓનાં જીગરો હજી પોતાના પ્યારા પેગામબરનાં શીક્ષણો સમજ પડે તેવી રીતે મેળવવા આતુર છે.

છેવટે જણાવીશ કે આ નામની કેતાબ મારાં હમકોમી નાનાં બાળકો માટે છે, અને તે કેતાબથી જો થોડાં પણ પ્યારાં બાળકો પોતાના વ્હાલા પેગામબર વીષે જ્ઞાન મેળવી તે મહાન સાહેબનાં શીક્ષણો મુજબ ચાલશે, તો આ મારી અદના સેવા તે ફીરતારની દરબારમાં પહોંચશે;

એવી ઉમેદ સાથે, હું છું,
મારી વ્હાલી કોમ, અને પ્યારા ધર્મનો સેવક,
**સોહરાબ રૂસ્તમજી બામજી.**

---

## એક અરજ.

---

શિક્ષકો કે મા બાપો જેઓ પોતાના બાળકોને આ કેતાબ શીખવે તેઓને અરજ કરવાની જરૂર જોઉં છું કે આ કેતાબનું શીક્ષણ દરરોજ ઘણુંજ થોડું થોડું આપવું. એક દીવસનું શીક્ષણ બાળકો સમજ્યાં છે તેની ખાત્રી કરવા પછીજ બીજે દીવસનું શીક્ષણ આપવું. ભાર મુકીને અરજ કરૂં છું જે કોઇ પણ રીતે ભરડાવવાની રીતથી બાઝ રહી, માત્ર બાળકનાં મગજમાં શીક્ષણો ઉતારી, તેને તેની પોતાનીજ ભાષામાં રજુ કરવા દેવું. બાળકોને વાર્તાઓ ઘણી પસંદ પડે છે તે ધોરણેજ એક ઘણી રસીલી અને ઉપયોગી વાર્તાના સ્વરૂપમાં આ વૃતાંત તેઓનાં અંતઃકરણમાં પહોંચે તે રીતે સમજાવવું.

**સો. રૂ. બા.**

---

# અશો જરથુશ્ત્ર હમારો પયગામબર.

———:o:———

## સાંકળ્યું.



### ભાગ ૧ લો.

જનમ, બચપણ અને પયગામબરી માટે તૈયારી—પાઠ ૧ થી ૨૨.

### ભાગ ૨ જો.

ધર્મનો ફેલાવો અને મરણ—પાઠ ૨૩ થી ૩૫.

### ભાગ ૩ જો.

અશો જરથુશ્ત્રનાં શિક્ષણો—પાણું ૬૧ થી ૮૭.

# અશો જરથુશ્ત હમારો પયગામબર.

## ભાગ પહેલો—જનમ અને બચપણ.

### પાઠ ૧ લો.

#### આગલો જમાનો.

ઘણાજ આગલા જમાનામાં આસરે ચારથી ૭ હજાર વર્સોની વાત ઉપર આપણા વડવાઓ ઇરાન દેશમાં રહેતા હતા. તેઓ ઘણાજ મજબુત, અને કદાવર શરીરના હતા. તેઓ એકજ ખુદાને માનનારા એટલે "માઝદયસ્ની" કહેવાતા હતા. માઝદયસ્ની એટલે મઝદની એટલે દાદાર અહુરમઝદની, યસ્ન, એટલે વખાણ ગાણારા હતા. તેઓ એવું માનતા હતા કે દુન્યાની તમામ પેદાયશો, સુર્ય, ચંદ્ર, સેતારા, વીગેરે વીગેરેનો પેદા કરનાર અને ખરો વખાણને લાયક એકજ છે અને તે મઝદ અથવા અહુર-મઝદ છે. તેઓ તેની વખાણ ગાતા, અને બંદગી કરતા હતા, તેથી તેઓ માઝદયસ્ની કહેવાતા હતા.

હવે તેજ વખતે બીજા હઝારો માણસો ઘણાજ બુરા, વહેમી, જાદુગર, અને ખરાબ કામ કરનારા હતા. આ લોકો "દેવયસ્ની" એટલે દરૂજ અથવા બુરી હસ્તીઓના વખાણનારા હતા.

આવી રીતે જુદા જુદા બે ભાગમાં લોકો વહેંચાઇ ગયાં હતાં, અને તેઓ વચ્ચે ચાલુ દુશમનાઇ રહેતી હતી. માઝદયસ્ની લોકો દુન્યાને ભલું કરવાના કામો કરતા, તો દેવયસ્ની લોકો તે ભલાં કામોને ખરાબ કરી બગાડી નાખી દુન્યાને દુખ દેતા હતા.

હવે એવું બન્યું કે દીવસે દીવસે પેલા બુરા એટલે દેવયસ્ની લોકોનું જોર વધતું ગયું અને તેઓ દુન્યામાં બધે ખરાબી અને દુખો વરસાવવા લાગા. ભલા લોકો એટલે માઝદયસ્ની લોકો ઘણાજ હાડમાર થવા લાગા, અને તેઓ ઉપર ઘણાં દુખો પડવા લાગાં. પણ આ માઝદયસ્ની લોકો મઝદ ઉપર એટલે દાદાર અહુરમઝદ ઉપર એટલો બધો તો વીસ્વાસ રાખતા હતા, કે પોતા ઉપર દુખો પડતી વખતે તેઓ તેની યાદ કરતા અને મદદ માગતા હતા.

આખરે જ્યારે દુન્યામાં દુઃખ અને સંકટો ઘણાજ આવી પડયાં અને બુરા લોકો પુષ્કળ આફત વરસાવવા લાગા, ત્યારે આખી દુન્યાનાં સર્વે ભલા જીવોએ ખુદાને પોકાર કરી કહ્યું કે "ઓ ખુદા હમોને બચાવવા તું એક ભલો અને જોરાવર સરદાર એવો તો આપ કે જે દુન્યામાં ચાલતી આ બુરાઇઓને તોડી હમોાને બચાવે."

ખુદાએ આ પોકાર સાંભળી પોતાના અમેશાસ્પંદો એટલે મદદગારો સાથે વીચાર ચલાવ્યો, કે દુન્યાના લોકોની માગણી મુજબ કામ કરનારો કયો જીવ આપણે પસંદ કર્યે, જે દુન્યામાં જઇ લોકોને બુરાઇથી બચાવે, અને તેજ વખતે પોતે જણાવ્યું જે આ કામ માટે તેવણે જરથુસ્ત્ર સાહેબને પસંદ કર્યા હતા. સઘળા અમેશાસ્પંદોને આ વાત પસંદ પડી અને જરથુસ્ત્ર સાહેબને આપણી દુન્યામાં મોકલવાનું કામ શરૂ કરવામાં આવ્યું.

શિક્ષણ:—જરથુસ્ત્ર સાહેબને દાદાર અહુરમઝદે દુન્યાના લોકોને બુરાઇથી છોડવવા માટે, આ દુન્યાના લોકોની અરજ ઉપરથી મોકલ્યા હતા.

---

# પાઠ ૨ જો.

## અશો જરથુશ્ત્રની જનમવા માટે ખુદરતની તૈયારીઓ.

આપણે પહેલા પાઠમાં શીખી ગયાં કે જરથુશ્ત્ર સાહેબને આય દુન્યામાં મોકલવાનું કામ દાદાર અહુરમજદ અને અમેશાસ્પંદોએ શરૂ કર્યું. હવે તે શું કામ તે આપણે શીખીશું. જ્યારે આપણે ઘર કોઇ મોટું માણસ આવનાર હોય છે ત્યારે આપણે કેટલી બધી તૈયારીઓ કર્યે છીએ? આપણે કેટલાં બધાં ખુશાલ થઇએ છીએ? આપણે ઘરની બધી તૈયારીઓ ઉપરથી બીજાંઓ જાણી શકે છે કે આપણે ત્યાં કોઇ મોટું માણસ આવનાર હશે. જેમ ખુદાતાલા એકજ હતા, છે, અને રહેશે, તેમ જરથુસ્ત્ર જેવો અશો નર પણ એકજ હતો, અને તેના જેવો બીજો કોઇ પણ થયો નથી, છે નહિ, અને થશે પણ નહિ, તો પછી એક આદમી કે જે પાછો આવનારજ નહિ હતો, તેવા એક આદમી માટે કેટલી બધી તૈયારીઓ ખુદરતે કરી હશે, તે આપણે સમજવું જોઇએ.

જેમ આપણે આપણાં માતાને પેટે જન્મ પામ્યે છીએ તેમજ જરથુસ્ત્ર સાહેબ એક નેકબખ્ત બાનુને પેટે જનમનાર હતા, અને તે બાનુનું નામ દોગડોય હતું. આ બાનુ દોગડોય જ્યારે ૧૫ વરસની ઉમ્મરનાં થયાં કે એક દીવસે ખુદાતાલાનાં હોકમથી એક અજબ જાતનું નુર અથવા રોશની બાનુ દોગડોયનાં શરીર આસપાસ ફેલાયલી માલમ પડી. આ એક ખુદાઇ મોજેજો હતો, અને આ પ્રમાણે જરથુસ્ત્ર સાહેબને આય દુન્યામાં મોકલવાની ખુદરતની તૈયારી જાહેર થઇ. લોકો, તેમજ બાનુ દોગડોયનાં ઘરનાં બધાં માણસો, અજબ થવા લાગ્યાં કે આ શું હશે. બાનુ દોગડોયના ચહેરાનું નુર જોઇને જે લોકો બુરા અને દેવયસ્ની એટલે બુરી શકતીઓના આરાધનારા હતા તેઓએ બાનુ દોગડોયના માત પીતાને સમજાવ્યું, કે "આ તમારી દીકરીને કોઇએ જાદુ કીધું છે; જો તમે એને તમારાં ઘરમાંથી દુર કરશો નહિ તો તમારે માથે આફત આવશે, માટે તમે એને મારી નાખો."

પોતાની દીકરીને માત પીતા કેમ મારી નાખે? વળી બાનુ દોગડોય ઉપર તો ખુદાતાલાની મહેર હતી. પોતાનાં બચ્ચાંને રખેને બુરા લોકો મારી નાખે એવી બીકથી બાનુ દોગડોયનાં માત પીતાએ તેણીને દુર ઇરાનવેજમાં "અરાગ" નામના જીલ્લામાં મોકલાવી દીધી, અરાગ જીલ્લામાં 'જબ્બાર' નામનો પહાડ આવેલો હતો, અને તે પહાડની નજદીકથી દરજીક નામની નદી વહેતી હતી. આ નદીને કીનારે એક "રએ" નામનું શહેર હતું. આ 'રએ' શહેરમાં પેતેરસ્પ નામનો એક શખ્સ રહેતો હતો. આ પેતેરસ્પને ત્યાં દોગડો બાનુ જઇ રહ્યાં. 'પેતેરસ્પ'ને પેટે એક દીકરો હતો જેનું નામ 'પૈરૂશસ્પ' હતું. પૈરૂશસ્પ અને દોગડો બાનુ બન્ને ઘણુંાંજ પહરેઝગાર માઝદયસ્નીનો હતાં. જ્યારે તેઓ ઉમ્મરે પુગ્યાં ત્યારે પેતેરસ્પે આ બન્ને પહરેઝગારો એટલે પૈરૂશસ્પ અને દોગડો બાનુનાં લગ્ન કર્યાં. આ લગ્ન પછી દોગડોય બાનુ હમેલદાર થયાં અને તેવણુમાં જે ઝલકાત અને ખુરેહ હતું તે પેટમાંના બાલકમાં ઉતર્યું. આ બનાવ બનતાંની સાથેજ આખી દુન્યા જાણે ખુશહાલ બની હોય, તેમ જન, જનાવરો, ઝાડપાણુ, નદીનાલાં, સર્વ ચપલ અને ખુશહાલ થયાં. આ ખુશાળી જન્મ વેળા થઇ હતી. અહુરમઝદના કાયદા પ્રમાણે વખત પસાર થયા પછી દોગડો બાનુએ એક ઘણાજ તંદરોસ્ત, ખુબસુરત, અને પોતાની આસપાસ એક ઘણુંજ ઝલકાત ભર્યું ખુરેહ ધરાવનાર બાળક બેટાનો જનમ આપ્યો. આ બાળકનો જનમ થતાંજ આખી જગતના જીવોએ પુકાર કર્યો કે **ઉશતાનો જાતો આથ્રવ યો સ્પીતામો જરથુશ્ત્રો** "ઓ દાદાર અહુરમઝદ શુકર છે કે હમોને બુરાઇથી બચાવવા જરથુસ્ત્ર જેવો એક સરદાર પેદા પડ્યો.

**શિક્ષણ:**—જરથુસ્ત્ર દુન્યાને દુખોથી દુર કરવા આખી દુન્યાની ખુશાલી વચ્ચે જનમ પામ્યાં હતા. અને જનમતી વખતે હસ્યા હતા.

---

## પાઠ ૩ જો.

### "દોગડો બાનુએ જોએલો ખુઆબ."

આપણે ઉપર બીજા પાઠમાં શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબ બાનુ દોગડોને પેટે જનમ્યા હતા. હવે આ પાઠમાં એક અજાયબ જાતનો ખુઆબ જે બાનુ દોગડોએ જોયો હતો તે વિશે થોડુંક જાણશું.

જે વખતે જરથુસ્ત્ર સાહેબ પોતાની માના પેટમાં હતા તે વખતે એક રાત્રે બાનુ દોગડોએ એક અજબ જાતનો ખુઆબ જોયો. તે ખુઆબમાં તેણીએ જોયું કે જાણે એક ઘણુંજ કાળું વાદળ આકાશમાં ઘેરાઇ આવ્યું છે, અને તેથી સુરજની રોશની ઢંકાઇ ગઇ છે.

આ કાળાં વાદળમાંથી વાઘ, વરૂ અને બીજાં ભયંકર જંગલી જનાવરો જાણે દોગડોનાં ઘરમાં આવવા લાગ્યાં. એક ઘણાજ વીકાળ જનાવરે દોગડોનાં પેટ ઉપર પંજો મારી પેટ ચીરી નાખ્યું અને અંદરથી બાળક જરથુસ્ત્રને બહાર ખેંચી કહાડયા, અને બધાં જાનવરો જાણે કે જરથુસ્ત્ર સાહેબને ગભરાવવા લાગ્યાં. દોગડો બાનુ આથી પોકાર કરવા ગયાં પણ અષો જરથુસ્ત્રે જાણે પોતાની માને સમજાવ્યું કે "ઓ મા તું ગભરા ના એ જનાવરો મને કંઇ પણ રીતે હેરાન કરી શકશે નહિ કારણ મારી ઉપર અહુરમઝદની મહેર છે." આટલું બન્યું કે તુરતજ આસમાન ઉપર એક ઘણોજ મોટો રોશનીનો ઝલકાત ભર્યો ઝરો નીચે ઉતરતો દેખાયો, અને તેને જોઇ પેલાં જનાવરો ગભરાઇને સુસ્ત થઇ ગયાં. દોગડો બાનુ વધુ જોય છે તો માલમ પડયું કે પેલા રોશનીના ઝરામાંથી એક આસરે ૧૫ વરસની ઉમરનો ઘણોજ ખુબસુરત જવાન બહાર આવ્યો. તેના એક હાથમાં એક લાકડી પકડેલી હતી, અને બીજા હાથમાં એક ચોપડી હતી. પેલા જવાન માણસે પેલી ચોપડી પેલાં જનાવરો ઉપર ફેંકી કે તુરત બધાં જનાવરો નાહસી ગયાં પણ એક મોટો વાઘ, એક ચીત્તો, અને એક વરૂ ત્યાંજ ઉભાં રહ્યાં, ત્યારે પેલા જવાને ધસારો

ફરી પેલી લાકડી જે તેનાં હાથમાં હતી તે પેલાં જાનવરો તરફ ફેંકી કે તુરત તે જાનવરો ત્યાંજ મરી ગયાં. પેલા જવાને પછી બાળક જરથુસ્ત્રને ઉંચકી દોગડો બાનુનાં પેટમાં પાછા મુકી દીધા, અને એક એજમતી ફુંક મારી જેથી દોગડો બાનુનું ચીરાયલું પેટ પાછું રૂઝાઇ ગયું. દોગડો બાનુ આ બનાવથી ગભરાઇ ગયાં અને ઉંઘમાંથી જાગ્રત થયાં. તેવણે આ ખુઆબની વાત એક બુઝોર્ગ અને દાના અને પહરેઝગાર આદમી જેવણ સ્વપ્નાની તાસીરો જાણતા હતા તેવણને કહી. પેલા બુઝોર્ગ આદમીએ બધું સાંભળીને કહ્યું કે "એ બાનુ દોગડો તું ખુશાલ થા! તારે પેટે એક બાળક બેટો જનમશે કે જે દુન્યામાં એવો તો મશહુર થશે કે તેના જેવો બીજો આદમી થયો નથી, છે નહિ અને થશે પણ નહિ, અને તેની સામે દુશ્મનો થઇ શકશે નહિ. એ બાનુ તું જા અને આ ખુઆબની વાત ત્રણ દીવસ કોઇને જણાવતી ના, ત્રણ દહાડા પછી તું આવજે અને હું તુંને આ ખુઆબનો ખુલાસો જણાવીશ."

શિક્ષણ:—દુન્યામાં કોઇ મોટા બનાવો બનવા અગાઉ અથવા કોઇ ઘણોજ મહાન પુરૂષ જનમવા અગાઉ કુદરત તે બાએની આગાહી માણસ જાતને કરે છે.

---

## પાઠ ૪ થો.

### "બાનુ દોગડોએ જોએલા ખુઆબનો ખુલાસો."

આપણે ત્રીજા પાઠમાં જોયું કે પેલા બુઝોર્ગ આદમીએ બાનુ દોગડોયને ત્રણ દીવસ પછી બોલાવ્યાં હતાં, તે પ્રમાણે તેવણ ત્રણ દીવસ પછી આ ખુઆબની વાત કોઇને પણ જણાવ્યા વગર તે બુઝોર્ગ પુરૂષ પાસે ગયાં, અને તેણે નીચે પ્રમાણે ખુલાસો કર્યો.

"એ બાનુ જે બાળક તારે પેટે જનમનાર છે તે એક બેટો છે. આ બેટો દુન્યામાંથી સઘલી બુરાઈ, જાદુગરી દુર કરશે, અને સખાવત અને ઇનસાફથી દુન્યાને આબાદ કરશે. આ બાળકનું નામ જરથુસ્ત્ર થશે

જેમ ફાડી ખાનારાં જાનવરો નાશ પામેલાં તેં સ્વપ્નામાં જોયાં તેમજ બદી અને બુરાઇ દુન્યામાંથી તે દુર કરશે. જે જવાન આદમીને તેં સ્વપ્નામાં લાકડી અને ચોપડી સાથે જોયો, તે "સરોષ ઇજદ" હતા. જે લાકડી હતી તે બુરી શકતીઓ દુર કરવા માટેનું ખુદાઇ નુર હતું, અને જે ચોપડી હતી, તે અશો જરથુસ્ત્રના નવા ધર્મની નીશાણ હતી. પેલાં ત્રણ જાનવરો જે હતાં તે જરથુસ્ત્ર સાહેબના સૌથી મોટા દુશમનો છે. તેઓ અશો જરથુસ્ત્રને હેરાન કરવા ઘણીબી કોશેશો કરશે પણ આખરે તેઓ નાશ પામશે. જરથુસ્ત્ર સાહેબને મદદ આપનાર એક બુલંદ મરતબાનો પાદશાહ થશે જેની બરકત અને મદદથી અશો જરથુસ્ત્રની દીન જગ આશકાર થશે." આ ખુલાસો જ્યારે બાનુ દોગડોયે જાણ્યો ત્યારે તેણી ઘણીજ ખુશાલ થઇ અને તે વાત પોતાના ખાવીંદ એટલે અશો જરથુસ્ત્રના પીતં પૌરૂશસ્પને કહિ, જેથી તે પણ ખુશાલ થયો.

જે પ્રમાણે પાક જરથુસ્ત્રના જનમવા અને તેના ધર્મના ફેલાવા વીશે આ બુઝોર્ગ આદમીએ આગાહી કરી હતી તેવીજ રીતે જરથુસ્ત્ર સાહેબના આવવા વીશેની આગાહી મહાન પાદશાહો જમશેદ અને ફરીદુને પણ કરી હતી.

શિક્ષણ:—એક બનાવ અથવા દેખાવ ગમે તેવો ભયંકર દેખાતો હોય છતાં પણ ઘણીક વખતે તેનાં પરીણામ ઘણાજ સારાં નીવડે છે। માટે કોઇ ભયંકર દેખાવ કે આફત આવી પડતાં ગભરાવું નહિ પણ હીમત પકડવી, અને અહુરમઝદની મદદ માગવી.

---

## પાઠ ૫ મો.

### જરથુશ્ત્ર સાહેબનો જનમ,—તેવણને મારી નાખવા બુરા લોકોનો પ્રપંચ અને પાક અહુરમજદે તેમનું કરેલું રક્ષણ.

પાઠ ત્રીજા અને ચોઠામાં શીખ્યા મુજબનો સ્વપણો દોગડો બાનુએ જોયા પછી ચાર મહીને જરથુસ્ત્ર સાહેબનો જનમ એક મુબારક રોજે

થયો હતો. આ રોજ તે ફરવરદીન મહીનાનો ખોરદાદ રોજ હતો, જેને આપણે "ખોરદાદસાલ" ના નામથી ઓળખ્યે છીએ. આ બાળક જરથુસ્ત્ર જનમતાંની સાથેજ ખુશહાલ ચહેરે હસ્યા હતા, એમ આપણુ આગળ બીજા પાઠમાં શીખી ગયાં. આપણે જાણ્યે છીએ કે જ્યારે એક બાળક જનમ પામે છે કે ત્યારે તે તુરત રડે છે. પણ ત્યારે જરથુસ્ત્ર સાહેબ હસ્યા કાં હશે? કારણ તેવણ જાણુતા હતા કે તેવણ અહુરમઝના હુકમથી દુન્યાનું ભલું કરવાના કામ માટે જનમ્યા હતા, અને તેઓ એક ખુશાલીનો પયગામ લાવ્યા હતા એટલે તેવણ ખુશાલ થઇ હસ્યા હતા.

જરથુસ્ત્રના જનમ વખતે જે "દુરાસરૂન" નામનો એક પાદશાહ રાજ કરતો હતો. આ પાદશાહ દેવયસ્ની એટલે બુરી શકતીઓને પુજનાર અને જાદુગર હતો. તેણે જાણ્યું કે જો આ બાળક જરથુસ્ત્ર જીવતો રહેશે તો મોટો થઇ તેને હેરાન કરશે, અને તેના બુરાં કામોમાં નડતર નાખશે; તેથી તેણે અશો જરથુસ્ત્રને મારી નાખવાનો મકકમ વીચાર કર્યો.

તે પોતાના ઘોડા ઉપર સવાર થઇ પૌરૂશસ્પના મકાન ઉપર આવ્યો અને જરથુસ્ત્ર સાહેબ જેવણ ઘણાજ નાના બાળક હતા તેવણના બીછાણાં આગળ ગયો.

જરથુસ્ત્ર સાહેબના ચહેરા ઉપરની નુરાણી જોઇ દુરાસરૂન પાદશાહ ગભરાઇ ગયો, અને પોતાના મદદગાર પાસે બાળક જરથુસ્ત્રને તેવણના બીછાણાંમાંથી બહાર કહડાવ્યા. પછી પોતાની પાસેનું એક અણીદાર ખંજર કહાડી તે પ્રકાશીત બાળકને ભોકવાની કોશેશ કરી. જેવો તેણે ખંજર ભોકવા હાથ ઉંચો કર્યો કે તેનો હાથ ત્યાંજ અકડી ગયો, અને તેનાં શરીરમાં ઘણુંજ દરદ થવા લાગ્યું. દુરાસરૂન પાદશાહે તેથી બાળક જરથુસ્ત્રને પાછા બીછાણામાં મુકાવી દીધા અને ઘણાજ દુખી દીલે પાછો પોતાને મકાને ગયો.

શિક્ષણ:—જેટલા તારા આકાશમાં, તેટલા દુશમન થાય;
મહેર હોય અહુરમઝદની, બાલ વાંકો નહિ થાય.

એટલે જે માણસ ઉપર અહુરમઝદની મહેર હોય છે તેને કોઇ પણ જાતની હાણી પુગતી નથી.

## પાઠ ૬ ઠો.

### અશો જરથુશ્ત્રનું અરદીબેહેશ્ત અમશાસ્પંદે કરેલું રક્ષણ.

આપણે ઉપરના પાઠમાં શીખી ગયા કે જરથુસ્ત્ર સાહેબને મારી નાખવાની દુરાસરૂન પાદશાહની કોશેશ નીશફ્ળ ગઇ. આ નીશફ્ળતાથી પશેમાન થએલા દુરાસરૂને પોતાની બીજી યુકતી તે સાહેબને મારી નાખવા માટે રચી. તેણે જંગલમાં માણસો મોકલાવી લાકડાંઓની એક મોટી ચેહ કરાવી, તેમાં ગંધક અને એવી બીજી ચીજો નખાવી, તે સળગાવી. જ્યારે ચેહ ખુબ જોરથી બળવા લાગી ત્યારે બાળક જરથુસ્ત્રને તેવણને ઘેરથી ચોરી લાવી તેમાં નખાવ્યા. પેલા માણસો તે નુરમંદ બાળકને બલતી ચેહમાં નાખી, તેવણ મરી જશે એમ ધારી ખુશ થતા દુરાસરૂન પાદશાહ પાસે ગયા, અને પોતે કરેલાં કરપીણ કામની ખબર આપી. આથી દુરાસરૂન ખુબ ખુશહાલ થયો. જ્યારે દોગડોય બાનુએ પોતાનાં વ્હાલાં બાળક જરથુસ્ત્રને ગુમ થએલા જોયા ત્યારે ખબર કાઢતાં પેલા બદકાર માણસોએ કરેલાં કામની ખબર તેણીને પડી. દોગડોય બાનુ તુરત ઘણાજ ગભરાયલાં જંગલમાં દોડી ગયાં અને ત્યાં ધગધગતાં અંગારની ચેહમાં જરથુસ્ત્ર સાહેબ જાણે ફુલોનાં ઢગલા ઉપર સુતેલા હોય તેમ સલામત ખુશાલ અને નુરાણી ભરેલા દેખાયા. બાનુ દોગડોયે અહુરમઝદનો આભાર માની પોતાનાં બાળકને પ્યાર કરી છુપીથી પોતાને ઘર પાછાં લાવ્યાં.

શિક્ષણ:—જે ઇનશાન સંપુર્ણ રીતે સચ્ચાઇથી ભરેલો હોય છે તેની ઉપર અહુરમઝદ મહેરબાન હોય છે અને તેને પાક અહુરમઝદના મદદગાર અર્દીબેહેશત અમેશાસ્પંદ આતશની ગરમી લાગવા દેતા નથી.

## પાઠ ૭ મો.

### બેહમન અમેશાસ્પંદે અશો જરથુશ્ત્રનું કરેલું રક્ષણ.

આપણે ઉપર શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબને બલતી ચેહથી કાંઇ ઇજા પૂગી નહિ અને દોગડોય બાનુ તેવણુને સહિસલામત ઘેર લાવ્યાં. આ વાત છુપી રહી નહિ, અને દુરાસરૂન અને તેના પાપી મલત્યાઓએ તે જાણી. તેઓ અજબ થયા કે જરથુસ્ત્ર સાહેબ કેમ બચવા પામ્યા હશે. તેઓએ પોતાની બુરી યુકતી પાછી અજમાવી બાળક જરથુસ્ત્રને મારી નાખવા માટે ત્રીજીવાર કોશેશ કરી. દુરાસરૂને પોતાના માણુસોને કહ્યું જે અશો જરથુસ્ત્રને ફરી તેવણુના ઘરમાંથી લઇ જઇ, ગાય ઢોર જે રસ્તેથી ચરવા જતાં હોય તે રસ્તામાં સાંકડી જગા હોય ત્યાં નાખવા. પેલા બુરા લોકોએ દુરાસરૂનના હુકમ મુજબ કર્યું હવે બાળક જરથુસ્ત્રને આમ રસ્તામાં નાખીને પેલા બુરા આદમીઓ ગયા કે ગાય ઢોરનું એક મોટું ટોળું તે રસ્તે આવી ચઢયું. એ ટોળાંમાં એક ઘણીજ મોટા કદની સફેદ ગાય હતી. આ ગાયે બાળક જરથુસ્ત્રને જમીન ઉપર પડેલા જોઇ તેવણુના શરીરને બચાવવા પોતાના આગલા બે પગ, અને પાછલા બે પગની વચ્ચે તેવણુને રાખી, બધી ગાયો પસાર થઇ ત્યાં સુધી તેમજ ઉભી રહી. આમ થવાથી જરથુસ્ત્ર સાહેબ ગાયોના પગ તળે કચડાવાથી બચી ગયા. દોગડો બાનુને ખબર પડતાં તેવણ તુરત તે જગા ઉપર જઇ પુગાં અને પોતાના વહાલા પુત્રને બચાવી લીધા.

શિક્ષણ:—આપણી જીંદગી આપનાર અને લેનાર તે મહાન અહુરમઝદ છે. અને તેનો હુકમ નહિ થાય ત્યાં સુધી આપણુને કાંઇ પણ ઇજા થતી નથી. માટે હર ઘડીએ અહુરમઝદની મદદ માગવી.

## પાઠ ૮ મો.

## બેહેમન અમેશાસ્પંદે બીજીવાર કરેલું રક્ષણ.

ઉપરના પાઠમાં શીખવા મુજબ જરથુસ્ત્ર સાહેબ ત્રીજી વાર બુરાઓની બુરી યુકતીઓના ભોગ થતા બચ્યા હતા. પણ એ બુરાઓએ તો કાંઇ પણ રીતે બાળક જરથુસ્ત્રનો જાન લેવાનો મકકમ વીચાર કર્યો હતો, આમ હોવાથી દુરાસરૂન પાદશાહના હુકમથી જરથુસ્ત્ર સાહેબને ફરીથી તેવણના ઘેરમાંથી ઉપાડી લાવી ઘોડાઓ જવાના સાંકડા રસ્તામાં મુકાવી દીધા. પણ જેવી રીતે પેલાં ગાયના ટોળાંમાંથી એક ગાયે જરથુસ્ત્ર સાહેબને બચાવ્યા હતા, તેવીજ રીતે આ વખતે એક ઘોડાએ જરથુસ્ત્ર સાહેબને બચાવી લીધા. દોગડો બાનુ ફરી એક વાર પોતાના બાળકને જીવતું મેળવવા ભાગ્યશાળી થયાં.

શિક્ષણ:—માણસો તો શું પણ ગાય ઢોર જેવાં જનાવરો પણ અહુરમજદના હુકમથી લોકોના જીવ બચાવી શકે છે. પાક અહુરમઝદના એક સરદાર બેહમન અમેશાસ્પંદ ગાય ઢોરો તથા ઘોડા જેવાં જાનવરોને પણ અશો જીવને બચાવવા શિખવે છે.

---

## પાઠ ૯ મો.

## બેહેમન અમેશાસ્પંદે અશો જરથુશ્તનું ત્રીજી વાર કરેલું રક્ષણ.

બુરા પાદશાહ દુરાસરૂનને જ્યારે માલમ પડયું કે જરથુસ્ત્ર સાહેબ તો ફરી બચી ગયા હતા, ત્યારે તે બહુજ અજાયબ થયો. તેના બુરા સાથીઓ અને તેણે પોતે વીચાર કરી એક બીજી યુકતી જરથુસ્ત્ર સાહેબને મારી નાખવા રચી.

જંગલમાં જ્યાં જંગલી વરૂઓનું રહેઠાણ હતું ત્યાં તેઓ ગયા. બધાં વરૂઓ શિકારની શોધમાં જંગલમાં ગયાં હતાં, પણ તેઓના નાનાં બચ્ચાંઓ ત્યાં હતાં. દુરાસરૂનના માણસોએ તે વરૂના બચ્ચાંઓને મારી

નાખ્યાં અને તે જગા ઉપર જરથુસ્ત્ર સાહેબને લાવી મુકયા. તેઓએ વીચાર કર્યો જે, જ્યારે વરૂઓ આવી પોતાનાં બચ્ચાંઓને મરી ગએલાં જોશે ત્યારે તેઓ જાણશે કે બાળક જરથુસ્ત્રે તેઓને મારી નાખ્યાં હશે, અને તેથી તેઓ તે બાળકને ફાડીને મારી નાખશે. થોડો વખત ગયા કેડે પેલાં વરૂઓ જંગલમાંથી આવીને જોય છે તો તેઓના બધાં બચ્ચાંઓને મરી ગએલાં દીઠાં, અને બાજુમાં માણસનું એક બચ્ચું પડેલું જોયું. પેલાં વરૂઓ તુરતજ બાળક જરથુસ્ત્રના બદન ઉપર હુમલો કરવા ગયાં, પણ પાક અહુરમઝદના હુકમથી તે વરૂઓના પગો અકડાઇ ગયા, અને તેઓનાં મોહોડાં બંધ થઇ ગયાં. તેઓ અશો જરથુસ્ત્રને જરા પણ ઇજા કરી શકયાં નહિ. એવામાં બે સુંદર દેખાવની બકરીઓ ત્યાં આવી, અને જરથુસ્ત્ર સાહેબને દુધ પાઇ તેવણને ખોરાક પુરો પાડયો. બીજે દીવસે સહવારના બાનુ દોગડો પોતાના બાળકની શોધમાં જ્યાં જરથુસ્ત્ર સાહેબ હતા તે જગા ઉપર આવી પહોંચ્યાં, અને પોતાના બાળકને ફરી સહીસલામત જોયું, અને પેલાં વરૂઓને અકડી ગએલાં જોયાં. બાનુ દોગડો હેરત પામ્યાં અને ખુદાનો આભાર માની પોતાનાં બાળકને લઇ ફરી એકવાર ખુશ થતાં પોતાને મકાને આવ્યાં.

શિક્ષણ:—પરવરદેગારના હુકમ વગર કાંઇ પણ થતું નથી અને તે મહાન સાહેબ સર્વને તેઓને લાયક ખોરાક પુરો પાડે છે. તે સાહેબનો અશો જરથુસ્ત્ર ઉપર મજબુત હાથ હતો એટલે તેઓને કોઇ રીતે ઇજા પહોંચી શકી નહી.

---

## પાઠ ૧૦ મો.

## અશો જરથુશ્ત્ર શા માટે જનમ્યા હતા?

આપણે ઉપર જોઇ ગયા કે બુરા દુરાસરૂન અને તેના મળત્યાઓએ અશો જરથુસ્ત્રને મારી નાખવાને પાંચ વખત કોશેશ કરી પણ તે સઘળી વ્યર્થ ગઇ. જ્યારે બુરો દુરાસરૂન પોતાની મતલબમાં નહિજ ફાવ્યો ત્યારે

તેણે પોતાના સાથીઓને પુછ્યું કે "શું આપણે આય નાના બાળકને મારી નાખવાની પણ શકતી ધરાવતા નથી?" ત્યારે તેના એક સાથીએ જવાબ આપ્યો કે "ઓ પાદશાહ અશો જરથુસ્ત્ર ઉપર ખુદાની મહેર છે અને તેથી તું તો શું પણ તારા જેવા બીજા સેંકડો પાદશાહો પોતાના ભેગાં બળથી પણ તેઓને મારી નાખવા કોશેશ કરશે તે સઘળું ફોકટ છે. જરથુસ્ત્ર સાહેબ આય દુન્યાના માણસોને સારી રાહ ઉપર ચલાવી એકજ ખુદાને માનતાં શીખવશે. તે બુરા લોકોનો નાશ કરશે, જાદુગરોને હાંકી કહાડશે, પાદશાહ ગુસ્તાસ્પ તેની રાહબરી કબુલ કરશે, અને પછી આખી જગત તેની સરદારી અને રાહનુમાઇ કબુલ કરશે. આવું મોટું કામ કરવા પેદા પડેલા જરથુસ્ત્ર પયગમબરને કોઇ પણ હાથે હાણી પુગી શકશે નહિ. માટે તું હવે તેને મારી નાખવાનો વીચાર મુકી દે."

શિક્ષણ:—જરથુસ્ત્ર સાહેબ પાક અહુરમઝદના હુકમથી જગતને સારી રાહે ચલાવવાને અને એક ખુદાની યાદ કરવાને શીખવવા જનમ પામ્યા હતા.

---

## પાઠ ૧૧ મો.

## અશો જરથુશ્ત્રને બીહવાડવાની કોશેશ.

આપણે ઉપર શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબને મારી નાખવાની બધી કોશેશો ફોકટ ગઇ હતી. એક દીવસે બામદાદના વખતે એક બુરઝીન કુરૂસ નામનો ઘણોજ પહેરેઝગાર અને બુઝોર્ગ શખસ કે જે રએ શહેરમાં વસ્તો હતો, તે પૌરૂશસ્પને ઘર ગયો, અને તેને કહ્યું કે "ઓ પૌરૂશસ્પ તું બાળક જરથુસ્ત્રને સંભાલી શકતો નથી, અને તેને તકલીફ થાય છે, માટે તું એ પ્યારાં બાળકને મારે હવાલે કર. હું એને ઘણીજ જતનથી પાલીશ અને એની ઘણીજ બરદાસ્ત કરી શીખવીશ." પૌરૂશસ્પે, બુરઝીન કુરૂસની માંગણી કબુલ રાખી, અને તે અશો જરથુસ્ત્રને પોતાને ઘેર લઇ ગયો. જરથુસ્ત્ર સાહેબ નાની ઉમરના હોવા છતાં આખો વખત અહુરમઝદની

યાદમાં રહેતા હતા, જ્યારે તેઓ સાત વરસની ઉમરના થયા ત્યારે, ફરી પાછો બુરા દુરાસરૂને વીચાર કર્યો કે અશો જરથુસ્ત્ર બાળક હતા ત્યારે તો સમજ વગરના હોવાથી બીહધા નહિ, પણ હવે તો તેઓ સમજતા થયા છે તેથી જો એમને ગભરાવસ તો એઓ અહુરમઝદની યાદ કરવાનું છોડી દેશે. આવા વીચારથી તેણે પોતાની જાદુના બળથી બુરઝીન કુરૂસના ઘરમાં ઘણાજ બીહામણા દેખાવો કીધા. ઘરમાંના સઘલાં બીહીને ઘર બહાર નાસી ગયાં, પણ જરથુસ્ત્ર સાહેબ જરા પણ ડરવા વગર અહુરમઝદની યાદમાં ખુશાલ જીવે ઘરમાં રહ્યા. દુરાસરૂન ફરી પાછો પોતાની કોશેશમાં નીશફલ થયો.

શિક્ષણ:—જે માણસ અહુરમઝદની યાદ હંમેશ કરતો હોય અને તેની ઉપર સપુર્ણ ભરૂસો રાખતો હોય, તે માણસ દુન્યામાં કોઇ પણ ચીજથી ડરતો નથી, કારણ તેને કશી ઇજા પૂગતી નથી.

---

## પાઠ ૧૨ મો.

## અશો જરથુશ્ત્રને મારી નાખવાની છેવટની કોશેશ અને તેમનો બચાવ.

થોડીક મુદત વીત્યા બાદ એક દીવસ જરથુસ્ત્ર સાહેબ બીમાર પડયા. આ બીમારીની વાત સાંભલી બોરાંતરૂસ નામનો એક જાદુગર પોતે તબીબ હોવાના ઢોંગ કરી ઝેર અને બીજી ખરાબ ચીજો ભેલેલી એક જાતની દવા બનાવી અશો જરથુસ્ત્રને પીવા માટે લાવ્યો. જરથુસ્ત્ર સાહેબ અહુરમઝદની બસારતથી જાણવા પામ્યા કે આ એક પ્રપંચ હતો. તેવણે દવા લઇ ઘોરી નાખી અને કહ્યું "ઓ બુરાઓ તમો તમારી હઝારો યુકતીઓ અને પ્રપંચો ચલાવશો તો પણ માહરા પાક અહુરમઝદના હુકમથી મને કાંઇ નુકસાન પહોંચનાર નથી. માટે હવે તમારી આ નીશફલ કોશેશો છોડી દો અને અહુરમઝદની રાહ ઉપર ચાલો." આ શીખામણ સાંભલી અને બાળક જરથુસ્ત્રની ઘણીજ અજાયબ કરનારી શકતી અને તેનું

નુરમંદ ખુરેહ જોઇ પોતાની હાર નકકી સમજી પેલો બોરાંતરૂસ ત્યાંથી ચાલી ગયો. આ પ્રમાણે બુરા દુરાસરૂન અને બોરાંતરૂસ જેવા ઘણાજ શકતીવાન જાદુગરો પણ પોતાની સઘલી કોશેશો છતાં જરથુસ્ત્ર સાહેબના એક બાલને પણ ઇજા પુગાડી શકયા નહિ.

શિક્ષણ:—"જીતને તારે ગગનમે ઉતને શત્રુ હોય,
કૃપા હોય કીરતારકી, બાલ ન બાંકા હોય."

---

## પાઠ ૧૩ મો.

### જાદુગરો અને અશો જરથુશ્ત્ર વચ્ચે તકરાર.

એક દીવસ અશો જરથુસ્ત્રના બાપ પૈરૂશસ્પે પોતાના ગામના લોકોને જીઆફ્ત આપી હતી. આ જીઆફતમાં તેવણે સગાં વ્હાલાં અને દોસ્તો સાથે ખુદ પોતાના દુશમનોને પણ નોતર્યા હતા. આ જીઆફતમાં દોરાસરૂન અને બોરાંતરૂસ જેવા જાદુગરો પણ હાજર હતા. ખાણું પૂરૂં થતાં પૈરૂશસ્પે, બોરાંતરૂસને કહ્યું કે "બોરાંતરૂશ, તું એક ઘણો મોટો જાદુગર ગણાય છે તો, હમણાં હાજર રહેલાં લોકો ખુશી થાય એવો એક જાદુનો ખેલ તું કરી બતાવ." આ શબ્દો સાંભલી જરથુસ્ત્ર સાહેબ તુરત બોલી ઉઠયા કે "ઓ પીતાજી! આવું બોલવું તમોને સજાવાર નથી. જાદુ અને જાદુગર લોકોનું રહેઠાણ દોજખમાં છે, તેથી જો તમે આવાં કામોને ઉત્તેજન આપશો અને જાદુગર તેમજ જાદુની ઉપર વિશ્વાસ લાવશો તો તમને દુખી થવું પડશે. તમારે અહુરમઝદની રાહ સીવાય બીજી રાહે ચાલવું સજાવાર નથી." આવા શબ્દો અશો જરથુશ્ત્રના મોહડેથી સાંભલી બોરાંતરૂસ એકદમ ગુસ્સે થઇ બોલ્યો કે "ઓ જરથુસ્ત્ર તારી ઝબાન બંધ કર, આખી દુન્યામાંનો કોઇ પણ અને ગમે તેવો મોટો માણુસ પણ માહરી સાંમે મારી વીરૂધ બોલવાની હીંમત રાખતો નથી. તેં માહરી આબરૂને આ મીજલસમાં ખરાબ કીધી છે તો હું તુને આય શહેરમાં

બે આબરૂ કરીશ, અને તેમ કરવા તાહરી ઉપર બોહતાનો મેલીશ, માટે તું સંભાલમાં રહેજે." જરથુસ્ત્ર સાહેબ જેવણ માત્ર એક બાળક હતા, તો પણ પૂર હીંમતથી બોલ્યા કે "ઓ બુરા જાદુગર, તારી કોઇ પણ ચાલબાજી, તારૂં જુઠાણું, કે તારી કોઇ પણ કોશેશ મને ઇજા કરશે નહિ, કે માહરી આબરૂને ધોકો પૂગાડી શકશે નહિ. તું જે પણ બોલશે તેનો પાયો જુઠ્ઠાઇ ઉપર રહેશે, જ્યારે હું જે પણ બોલીશ અને કરીશ તે સચ્ચાઇની રાહે અને અહુરમઝદની રાહે બોલીશ અને કરીશ. યાદ રાખજે કે જુઠાણું હંમેશ નાશ પામશે અને સચ્ચાઇ હંમેશગી સુધી રહેશે."

જરથુસ્ત્ર સાહેબના આવા હીંમત ભર્યા સુખનો સાંભળી દુરાસરૂન અને બોરાંતરૂસ અજબ થઇ ગયા અને પોતાની આબરૂ પાણીમાં ગએલી જોઇ ત્યાંથી ચાલી ગયા.

શિક્ષણ:—સત્યનો સદા જય છે. સચ્ચાઇ ઉપરજ દુન્યા તકી રહી છે, જુઠું નાશ અને ખુહારી તરફ લઇ જાય છે, જયારે સચ્ચાઇ આબાદી અને ખુશહાલી તરફ લઇ જાય છે, માટે જુઠું તજી દઇ સચ્ચાઇનેજ વળગી રહેવું. આ શીક્ષણ જરથુસ્ત્ર સાહેબનું હતું.

---

## પાઠ ૧૪ મો.

## પેગામબરીને લાયક થવા માટે અશો જરથુશ્ત્રે લીધેલા ઉપાયો.

આપણે ઉપર શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબ નાના હતા ત્યારથીજ તેવણ બુરઝીન કુરૂસ નામના બુઝોર્ગ અને પહરેઝગાર આદમીના હાથ હેથલ મેળાયા હતા. આ બુરઝીન કુરૂસે જરથુસ્ત્ર સાહેબને સારી તાલીમ આપી ઉધાર્યા હતા. જરથુસ્ત્ર સાહેબના દીલની અને જીંદગીની એકજ ઉમેદ હતી, અને તે, લોકોને અહુરમઝદની રાહ ઉપર ચલાવી, જગતનું ભલું કરતાં શીખવવાની હતી. આ ઉમેદ બર લાવવા માટે તેવણ સાહેબે શું ઉપાયો લીધા તે હવે આપણે શીખીશું. આપણે જાણયે છીએ કે જરથુસ્ત્ર સાહેબના વખતમાં માઝદયસ્ની એવો એકજ ખુદા

પાક મઝદની સેતાયશ કરવાનો ધર્મ ચાલુ હતો, અને તે દીનની મદદથી કેટલાંક લોકો સારી રાહે ચાલતાં હતાં. પરંતુ તે દીનના ફરમાનો તેની અસલ પવિત્રાઇમાં જળવાઇ રહયાં ન હતાં અને લોકોમાં બુરી અને ખોટી માન્યતાઓ ઘણી ફેલાઇ ગઇ હતી. આ સબબસર તે વેળાની માન્યતાઓમાં ફેરફાર કરી, શું ફરમાવવું, અને શું મના કરવું, તે ઉપર જરથુસ્ત્ર સાહેબે બારીક અભ્યાસ કરવા માંડયો.

પોતાનો "માઝદયસ્ની જરથોસ્તી" ધર્મ જાહેર કરવા માટે જે જ્ઞાનની તેવણ સાહેબને જરૂર હતી, તે, તેવણ સાહેબે કેતાબોથી અને પહરેઝગાર આદમીઓથી મેળવવાની સઘળી મહેનત લીધી હતી. પરંતુ આ રીતે મેળવેલાં જ્ઞાનથી તેવણ સાહેબને સંતોષ થયો નહિ, અને ખુદ દાદાર અહુરમઝદ મારફતે સીધું જ્ઞાન મેળવવાની તેવણ સાહેબે ઇચ્છા રાખી. દાદાર અહુરમઝદ જે ગેબી સાહેબ છે, તેમને ખુદ મોઢેથી પોતાને જોઇતું જ્ઞાન મેળવવાની અશો જરથુસ્ત્રની કોશેશ ઘણીજ બીકત હતી અને તે ખાહેશ પાર પાડવા માટે મોટે દરજ્જેની અશોઇ તથા લાંબી એબાદતની જરૂર હતી, છતાં જરથુસ્ત્ર સાહેબે જરા પણ ડગ્યા વગર પોતાની કોશેશો ચાલુ રાખી.

જરથુસ્ત્ર સાહેબ ૧૫ વરસની ઉમ્મર થયા પછી તેવણ સાહેબે રાત અને દીન ખુદાની બંદગી કરી તેનાં દર્શન મેળવવા તલબગારી બતાવી, અને તેવણ સાહેબ રાત અને દીવસ અહુરમઝદને અરજ કરતા કે "ઓ દાદાર—અહુરમઝદ! નમનતાઇથી હાથ ઉંચા કરી હું તારી પાસે માગું છું કે તું મને તારાં દર્શન આપ અને ભલી દીન બાબે તું મને જ્ઞાન આપ." આ રાત દીવસની તેવણનાં દીલની મુરાદ પાર પાડવાના બીજા ઇલાજ તરીકે તેવણ સાહેબ ગરીબોનું કલ્યાણ કરવા, તેઓને અન્ન પાણી આપવા, વસ્ત્ર આપવા, અને તેઓનાં દુઃખો દુર કરવાને ચાલુ મહેનત લેતા. ગરીબોનાં કલ્યાણ માટે તેવણે કરેલાં આ કામથી તેવણ તુરતજ આખી જગતમાં મશહુર થઇ ગયા.

જેમ આપણે આપણું કાંઇ મોટું કામ કરવાની વખતે કોઇ મોટા માણસની મદદ લઇએ છીએ, તેમ જરથુસ્ત્ર સાહેબે, દાદાર અહુરમઝદનાં દર્શન મેળવવા માટે "બહમન અમેશાસ્પદ" ની મદદ લીધી હતી. તેવણ સાહેબે નક્કી માન્યું હતું કે ભલું મન અથવા નેક મનશની જે આપણને બેહમન અમેશાસ્પંદ મારફતે મળે છે તેની બરકતથી તેત્રણ સાહેબ પાક અહુરમઝદને. પહોંચી શકશે. વળી પોતાનો ધર્મ સમજાવવા માટે તેવણ સાહેબને ફસાહત ભરી ઝબાનની જરૂર હતી, અને તે તેવણ બહમન યાને ભલાં મન મારફતે મેળવી શકશે એમ તેવણ માનતા હતા. અને છેવટે તે ભલાં મન અને સારી ઝબાન યાને ભલા સખુનોની મદદથી તેવણ પોતાનું ભલું કામ પાર ઉતારી શકશે એમ સત્ય માનતા હતા. ત્યારે આ ઉપરથી આપણે શીખી અને જાણી શકયે છીએ કે જરથુસ્ત્ર સાહેબે પોતાના દીન ફેલાવવાનાં કામ માટે રાત દીવસની ખુદાની બંદગી, બહમન યાને ભલાં વીચારો સખત મહેનત અને ગરીબોનું કલ્યાણ કરવાનાં કામો, એ ચાર ઉપાયો લીધા હતા. આ ઉપાયોથી કેટલે વખતે તેવણ સાહેબ પોતાની મુરાદ પામ્યા તે હવે પછી શીખીશું.

શિક્ષણ:—દુન્યાનું ગમે એવું મુશ્કેલ કામ, દાદાર અહુરમઝદની બંદગી, ભલા વીચારો, ઉદ્યોગ અને પરમાર્થ એ ચાર ઉપાયોથી પાર ઉતારી શકાય છે.

---

## પાઠ ૧૫ મો.

## અશો જરથુશ્ત્રનું વગર વહાણે આબહી નદી ઓળંગી જવું.

પાઠ ૧૪ મા માં શીખવા મુજબ જરથુસ્ત્ર સાહેબે ૧૫ વરસ ની ઉમર થી ખુદાની બંદગી, જ્ઞાન મેળવવા સખત મહેનત, અને ગરીબોમાં સુખ ફેલાવવાનું શરૂ કર્યું, અને તેમ કરવાનું ૩૦ વરસની ઉમર સુધી ચાલુ રાખ્યું. જરથુસ્ત્ર સાહેબે દુન્યાના શિક્ષકો મારફતે જે જ્ઞાન મેલવ્યું હતું તેથી તેવણ સંતોષ પામ્યા નહિ અને ખુદ દાદાર અહુરમઝદ મારફતે જ્ઞાન મેળવવાની

તેવણુની ઇચ્છા થઇ. આવા વીચારથી તેવણે રયે શહેર છોડી જઇ એકાંત-વાસ લેવાનો વીચાર કર્યો. તેવણુ સાહેબે રયે છોડી ઇરાન તરફ જવા ચાલુ મૂકયું. તેવણુ સાથે તેવણુના કુટુંબના કેટલાંક પુરૂષો અને સ્ત્રીઓ પણ હતાં. કેટલેક ગયા પછી તેઓ સઘલાં "આબહી" નામની નદી કે જે અલબરોઝ પહાડની પશ્ચીમે આવેલી છે ત્યાં આવી પહોંચ્યાં. અત્રે તેઓને નદી પાર કરી જવાની મુસ્કેલી નડી, કારણુ ત્યાં નદી ઉપર વહાણુ જેવું કશું હતું નહિ. જરથુસ્ત્ર સાહેબે તુરતજ ખુદાતાલાની મદદ માંગી અને બંદગી કરી, અને પોતાની સાથવાલાંઓને પાણી ઉપરથી ચાલવા કહ્યું. તેઓ સઘલાં જાણે નદી ઉપર પૂલ હોય અને તે ઉપર ચાલતાં હોય તે મીસાલે પાણી ઉપરથી ચાલી ગયાં. જરથુસ્ત્ર સાહેબ અનેરાન રોજ અને અસફંદારમદ મહીનાને દીને ઈરાનની સરહદમાં આવી પહોંચ્યા હતા.

શિક્ષણ:—દાદાર અહુરમઝદની ચાલુ યાદ કરવાથી અને સાચ્ચાં જીગરે તેની બંદગી કરવાથી મૂસ્કેલ કામો પાર ઉતારી શકાય છે. જરથુશ્ત્ર સાહેબે ૧૫ વર્ષની ચાલુ એબાદત કરી પાક અહુરમઝદનાં તથા અમેશાસ્પદોનાં દર્શન મેલવ્યા હતાં.

---

## પાઠ ૧૬ મો.

### "અશો જરથુશ્ત્રે જોયલો ખોઆબ."

આપણે આગલા પાઠ માં શીખી ગયાં કે પરહેઝગાર માણુસોને, ભવીસ્યમાં બનનાર બનાવોની ખબર, સ્વપનામાં થતી બસારત મારફતે માલમ પડે છે. આવીજ રીતે જરથુસ્ત્ર સાહેબને એક રાત્રે નીચે મુજબ એક સ્વપનું આવ્યું. તેવણુ સાહેબે સ્વપનામાં જોયું કે ઉત્તર દીશા તરફથી તેવણુની સાંમે એક મોટું લશકર તેવણુ ઉપર હુમલો કરવાના ઇરાદાથી આવે છે, અને જરથુસ્ત્ર સાહેબને ચારે દીશાથી ઘેરી લે છે. તેવામાં દક્ષીણુ દીશા તરફથી બીજું એક લશકર ત્યાં આવી પહોંચે છે.

આ બન્ને લશકરો વચ્ચે મારામારી થાય છે, અને છેવટે ઉત્તર તરફનું લશકર હારી ખાઇ નાસી જાય છે.

આ ખુઆબનો ખુલાસો એ છે કે જ્યારે જરથુસ્ત્ર સાહેબ દાદાર અહુરમઝદ પાસેથી પેગામ લઈ તે દુન્યાના લોકોને જાહેર કરશે, અને પોતાનો ધર્મ શીખાડશે ત્યારે બદકાર લોકો તેવણની સામે લડવા નીકલશે. આ વખતે અશો જરથુસ્ત્રની તરફથી ઘણાક માઝદયસ્ની લોકો બહાર પડશે અને પેલા બુરાઓ સાંમે લડી તેઓને હાર આપી નસાડી મૂકશે, અને જરથુસ્ત્રનો ધર્મ આખી દુન્યામાં ફેલાશે.

---

## પાઠ ૧૭ મો.

## અશો જરથુશ્ત્રનું દાએતી નદી પાર કરવું અને બહુમન અમેશાસ્પંદ સાથે મુલાકાત થવી, અને તેવણનું મીનોઇમાં પુગવું.

પાઠ ૧૬ માં આપણે જોઇ ગયાં તે મુજબ જરથુસ્ત્ર સાહેબે સ્વપ્નો જોવા બાદ, અરદીબહેસ્ત મહીનાના દેપમહેર રોજે સહવારના પહોરમાં જરથુસ્ત્ર સાહેબ ઇરાનમાંથી બહાર નીકળી 'દાએની' નામની મોટી નદીને કીનારે આવી પહોંચ્યા. જરથુસ્ત્ર સાહેબે તે મધે ઉતરીને ચાલવા માંડયું. જ્યારે જરથુસ્ત્ર સાહેબ નદીની અધવચ્ચે આવી પુગ્યા કે એકાએક નદીનાં પાણીમાં જોશ આવી તે તેવણના પગની ઘુટી સુધી ચહડી આવ્યાં, અને તુરત પાછાં ઉતરી ગયાં.

તુરતજ બીજી વાર પાણી ચહડી આવ્યાં અને ગુંઠણ સુધી ચહડી ગયાં અને પાછાં ઉતરી ગયાં. આ પ્રમાણે ત્રીજી વાર કમર સુધી અને ચોહી વાર ગરદન સુધી પાણી ચહડી આવ્યા, અને પાછાં ઉતરી ગયાં. આ રીતે પાણી ચહડી આવવાનો ભેદ જરથુસ્ત્ર સાહેબે પાછલથી દાદાર-અહુરમઝદને મોહડે સાંભલ્યો અને તે આ પ્રમાણે હતો. માજદયસ્ની

જરથુસ્તી દીન દુન્યામાં ચાર મરતબે તાજી થશે. પહેલાં જરથુસ્ત્ર સાહેબ પોતે તે જાહેર કરશે, બીજી વખત હોશેદર, ત્રીજી વખત હોશેદરમાહ અને ચોઠી વખતે સોશીયોશ નામના પહરેઝગાર પુરૂષોથી તે તાજી થશે. આમ માઝદયસ્ની જરથુસ્તી દીન ૯૦૦૦ વરસમાં ચાર વખત તાજી થશે, અને પછીથી આખી દુન્યામાં તેજ દીન ચાલુ રહી દુન્યાને બહેસ્ત જેવી પવીત્ર બનાવશે.

જરથુસ્ત્ર સાહેબ ઉપર જણાવવા મુજબ "દાએતી" નદી પાર કરી ગયા પછી, અને તેવણનું બદન પાક થવા પછી, તેવણે સાફ પોશાક પહેરયો, અને દાદારની બંદગીમાં મશ્ગુલ થયા. બંદગીથી ફારેગ થતાંજ બહેમન અમેશાસ્પંદ ઘણાજ નુરમંદ દેખાવ સાથે અશો જરથુસ્ત્ર પાસે આવ્યા, અને પૂછયું "ઓ નેક મર્દ તારૂં નામ શું છે? તું શું શોધે છે? તારા દીલની મુરાદ શું છે?" જરથુસ્ત્ર સાહેબે જવાબ આપ્યો "ઓ નુરમંદ શખ્સ, માહરા દીલની ઇચ્છા દાદાર અહુરમઝદનાં દરશન કરવાની, તેની ઇચ્છા મુજબ ચાલવાની અને તેની સાથે વાતચીત કરવાની છે." જરથુસ્ત્ર સાહેબનો જવાબ સાંભલી બહેમન અમેશાસ્પંદ બોલ્યા "ઉઠ, મારી સાથે આવ, હું તને દાદારની દરબારમાં લઇ જઇશ, અને ત્યાં તું તે સર્વ શકતીવાન સાહેબથી તારી મુરાદ મુજબના સવાલો કરી જવાબ મેલવજે." જરથુસ્ત્ર સાહેબ તુરતજ ઉઠયા અને બહેમન અમેશાસ્પંદ સાથે જવાની તૈયારી બતાવી, ત્યારે બહેમને તેવણને એક પલ પોતાની આંખો બંધ કરવાને જણાવ્યું. જરથુસ્ત્ર સાહેબે એક પલ આંખો બંધ કરી પાછી ઉઘાડી તો પોતાને રોશનાથી ભરેલી મીનોઇ દુન્યામાં જોયા. ત્યાં ઝલકતાં નુર ભરેલા ફરેસ્તાઓની એક મીજલસ જોઇ જેનાંથી કેટલેક દુર જરથુસ્ત્ર સાહેબે પોતાનાજ જેવા એક શખ્સનું મીનોઇ શરીર જોયું. જરથુસ્ત્ર જ્યારે ખુદાતાલાની નજદીક પહોંચ્યા ત્યારે તેવણે ઘણાજ આદર-માનથી સેઝદો કયો અને તેવણ અને દાદાર અહુરમઝદ વચ્ચે દીન બાબે ઘણાક વાતચીત થઇ.

**શિક્ષણ:**—જરથુશ્ત્ર સાહેબે જે દીન દુન્યાના લોકોને શીખવી હતી, તે તેવણ ખુદ દાદાર અહુરમઝદને મોહડેથી શીખ્યા હતા. જરથુસ્તી દીન દુન્યાના છેડા સુધી કાયમ રહેશે.

---

## પાઠ ૧૮ મો.

### દાદાર અહુરમઝદ અને અશો જરથુશ્ત્ર વચ્ચે વાતચીત તે સાહેબે દીન અને દુન્યા બાબે મેળવેલું જ્ઞાન.

જરથુશ્ત્ર સાહેબ બહમન અમેશાસ્પંદની મદદ સાથે પાક દાદાર અહુરમઝદની દરધાહમાં પહોંચ્યા હતા, અને ત્યાં અમેશાસ્પંદો તથા પોતાના જેવાં મીનોઇ શરીરને ત્યાં જોયા હતા તે આપણે ઉપર શીખી ગયા. હવે આપણે આ પાઠમાં શીખીશું કે જરથુસ્ત્ર સાહેબે ખુદ દાદાર અહુરમઝદ સાથે કેવી રીતે અને શું વાતચીત કરી હતી અને દીન માટેનું જ્ઞાન કેમ મેળવ્યું હતું.

જરથુસ્ત્ર સાહેબે દાદાર અહુરમઝદને પુછેલા સવાલો અને તેના જવાબો નીચે મુજબ હતા.

**સવાલ ૧ લો**—પૃથ્વી ઉપર સર્વથી ભલો શખ્સ કોણ છે?

**જવાબ**—પૃથ્વી ઉપર તે શખ્સ ભલો છે કે જે

૧. સાચ્ચું બોલનારો હોય.
૨. સખાવત કરનારો હોય.
૩. સઘળાંને એક સરખી નજરે જોનાર હોય.
૪. આતશ, પાણી, ગાય ગોસ્પંદ અને બીજી જાનદાર ચીજો ઉપર પ્રીત રાખે અને સંભાળે.

**સવાલ ૨ જો**—પૃથ્વીના માણસો માટે અય અહુરમઝદ! તું શું ઉમેદ રાખે છે?

**જવાબ**—નેક કામો કરવાની.

**સવાલ ૩ જો**—કીયો શખ્સ તને અય પાક અહુરમઝદ! ગમતો નથી?

**જવાબ**—બદ કરતુકનો, કોઇનું ભલું કામ બગાડનારો.

**સવાલ**—દુન્યાના માણસો દુ:ખી થાય છે તે શું તારી ઇચ્છાથી છે?

**જવાબ**—નહિ. પૃથ્વીના કોઇપણ માણસને ગમ, સખ્તી, પીડા કે દુ:ખ પહોંચાડવા હું ઇચ્છતો નથી. નાપાક અહેરેમનનું તે કામ છે, તેના ફુસલાવવાથી લોકો બુરાં કામો કરે છે અને તેનાં પરિણામે તેઓ દુ:ખી થાય છે.

**સવાલ ૪ થો**—ઓ દાદાર તારી પરસતેશ કરવા માટે પૃથ્વીપરના લોકોએ કઇ ચીજનો કેબલો કરવો જોઇએ, અને શું પઢવું જોઇએ?

**જવાબ**—પૃથ્વી ઉપરના લોકોએ જાહેર કે છુપી રીતે માહરી યાદ કરતી વખતે, અને માહરી બંદગી કરતી વખતે જે ચીજ નુર ભરેલી, અને રોશની આપનારી હોય તેનો કેબલો કરવો જોઇએ, અને અવસ્તાઓ જંદ જે હું તમને શીખવું છું અને આપું છું તે પઢવું જોઇએ.

**સવાલ ૫ મો**—નુર ભરેલી અને રોશની આપનારી ચીજ સામે કાંય ઉભું રહેવું જોઇએ?

**જવાબ**—રોશની અને નુર સર્વથી ઉત્તમ ચીજ છે. તે અંધકાર મટાડે છે, અને રોશની આગલથી નાપાક અહેરેમન હંમેશ દુર અંધકારમાં નાસી જાય છે જે જગાએ રોશની હશે તે જગા પાક રહેશે, જે જગાએ અંધકાર હશે તે જગા ખરાબ થશે.

આ પ્રમાણે સવાલ જવાબ થયા પછી દાદાર અહુરમઝદે જરથુસ્ત્ર સાહેબને ભેદી એલમો શીખાડયા, દુન્યાની શરૂઆતથી આખેરી સુધી શું બનનાર છે તે કહી સંભળાવ્યું, સેતારાઓ, સુર્ય અને ચંદ્ર વીગેરેની ચાલ અને તેનાથી પૃથ્વી ઉપર થતી અસરોથી વાકેફ કર્યા, અને બહેસ્ત,

અમેશાસ્પંદો, માણસ જાત, ગાય ગોસ્પંદ, ખનીજ પદાર્થ, પાણી, ઉરવરો વીગેરે કેમ પેદા કર્યાં તેનું જ્ઞાન આપ્યું.

શિક્ષણ:—આપણા પ્યારા પેગામબર જરથુશ્ત્ર પૌરૂશસ્પ સ્પીતમાને પોતાની દીન બાબે તેમજ કુલ જગત માટેનું જ્ઞાન ખુદ દાદાર અહુરમઝદ મારફતે મેળવ્યું હતું.

---

## પાઠ ૧૯ મો.

## અહુરમઝદ વિષેના અશો જરથુશ્ત્રના વિચારો અને જરથુશ્ત્ર સાહેબે આપેલી કબુલાત.

આપણે આગલા પાઠોમાં જરથુશ્ત્ર સાહેબની પાક અહુરમઝદ સાથ મુલાકાત અને વાતચીત વિષે શિખી ગયાં, હવે આ પાઠમાં આપણે શીખીશું કે જરથુસ્ત્ર સાહેબે દાદાર અહુરમઝદ વિષે શું વીચારો મેલવ્યા હતા. તેવણ સાહેબ ગાથામાં કહે છે કે;

"ઓ મઝદ જ્યારે મેં તુંને નજરે જોયો ત્યારે મેં જાણ્યું કે દુન્યામાં બંદગી કરવાને અને સેતાયશ કરવાને લાયક માત્ર તુંજ એકલો છે."

"ઓ મઝદ તું ભલાં મન યાને વીચારોનો આપનાર છે."

"ઓ મઝદ તું સચ્ચાઇનો સાહેબ છે."

"ઓ મઝદ તુંજ આખી દુન્યાનો પેદા કરનાર છે."

"ઓ મઝદ તુ નેકીનો બદલો નેક અને બદીનો બદ આપનાર છે."

જરથુસ્ત્ર સાહેબે પોતાની જાતી મુલાકાત પછી અને અનુભવ મેલવ્યા પછી, દાદાર અહુરમઝ વિષે ઉપર મુજબ પોતાના વીચારો જાહેર કર્યાં હતા. અને ત્યાર બાદ દાદારને કબુલાત આપી હતી કે;

"ઓ મઝદ હંમેશ સુધી હું તારી તારીફ તથા વખાણ ગાતો રહીશ."

"હું તારી તાબેદારી હંમેશગી સુધી કરીશ."

"તું જે સૌથી સરસ ફરમાનો મને આપે તે સચ્ચાઇથી બજા લાવવાને હું ઠરાવ કરૂં છું."

ઉપર મુજબ જરથુસ્ત્ર સાહેબ દાદર અહુરમઝદ કેવો છે તેનું જ્ઞાન મેલવ્યા પછી તેને ચોક્કસ કબુલાતો આપે છે અને તે કબુલાતો છેવટ સુધી બજા લાવે છે.

શિક્ષણ:—દાદાર અહુરમઝદ સર્વે પેદા કરનાર છે, આપણી કરણી પ્રમાણે ફળ આપે છે, તેની વખાણ જીંદગીનાં છેડા સુધી કરી જરથુસ્ત્રે આપેલી કબુલાતો, આપણે જરથુસ્તીઓ તરીકે બજા લાવવી જોઇએ.

---

## પાઠ ૨૦ મો.

### શું જરથુશ્ત્ર સાહેબ ગુફેનશીન થયા હતા?

આપણને વારંવાર કહેવામાં આવે છે કે જરથુશ્ત્ર સાહેબે ચાલુ દસ વરસો સુધી જંગલમાં જઇ, હુશેદરેનના પહાડ ઉપર ગુફેનશીન થઇ, ત્યાંથી દાદાર અહુરમઝદની મુલાકાત "બહેમન" અને "સરોષ"ની મારફતે મેળવી હતી. આપણાં પવિત્ર ધર્મ પુસ્તકો યજશ્ને અને વંદીદાદ ઉપરથી આપણને જાણવાનું છે મળે છે કે પેગામબર સાહેબ જરથુશ્ત્રે ઘણોજ લાંબો વખત સુધી ઘણાજ એકાગ્રહ રીતે દાદાર અહુરમઝદ પાસે દીન બાબે જ્ઞાન મેળવવાની કોશેશ કરી હતી. વળી આપણે જાણ્યું છે કે તેવણ સાહેબ પોતાના ઉસ્તાદ અને બીજાઓ મારફતે મેળવેલાં જ્ઞાનથી સંતોષ પામ્યા હતા નહિ, અને ખુદ અહુરમઝદ પાસેથી જ્ઞાન મેળવવાની તેમની ઇચ્છા હતી. આ ઇચ્છા પાર પાડવાની મતલબથી તેવણ દાદાર અહુરમઝદની બંદગી એવી જગાએ કરતા હતા કે જ્યાં તેવણને સંપુર્ણ શાંતી મળી શકે. આ જગા તે તેવણના રહેઠાણની નજદીકમાં આવેલો 'હુશેદરેન' પહાડ છે. આ હુશેદરેન પહાડ ઉપર તેવણ કલાકોના કલાકો સુધી સંપુર્ણ શાંતી વચ્ચે ખુદાની યાદ કરી તેનાં દર્શન મેળવવાને જોશભર

તલબ કરતા હતા. આવી રીતે ૧૦ વરસો જેટલી લાંબી મુદત સુધી તેવણે ક્રયાં કર્યું ત્યારેજ તેવણ પોતાનાં મનની આંખોથી દાદાર અહુરમઝદનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયા હતા. આપણે સાધારણ રીતે જાણ્યે છીએ અને જોઇએ છીએ કે મોટા સંત પુરૂષો ખુદાની યાદ માટે પહાડો ઉપર જાય છે. શહેરોની ગડબડ તથા ધાંધલથી દુર સંપુર્ણ શાંતી વચ્ચે આવેલા એક પહાડની ઉપર જઇ ત્યાંથી, આસપાસની કુદરતને જોઇ, તેના મહાન પેદા કરનારની દીલોજાનથી ચાલુ કલાકોના કલાકો સુધી ભકિત ભરી યાદ કરવાથી, અને તેમ દસ વરસો જેટલી લાંબી મુદત સુધી ચાલુ રાખવાથી, જરથુસ્ત્ર સાહેબની દાદારને જોવાની મુરાદ પાર પડી હતી, એ તદન દરોબસ્ત છે.

આ પહાડ કે જેના ઉપર જરથુસ્ત્ર સાહેબે ચાલુ દસ વરસ સુધી બંદગી કરી હતી, અને જે પહાડ ઉપર ખુદા વિષે ખ્યાલ મેળવ્યો હતો એટલે તેવણને અહુરમઝદ વિષે "હોશ" (અકકલ) મળી હતી તે ઉપરથી તેનું નામ હોશેદરેન પડયું હોય એ તદન બનવાજોગ છે. આ પહાડ ઉપર પણ એકાદ ગુફા જેવી જગા કે જયાં બેસવા માટે કોઇ બેટક રૂપી પત્થર કુદરતી કોતરાયો હોય યા કોતરવામાં આવ્યો હોય, ત્યાં જરથુસ્ત્ર સાહેબ ચાલુ દીવસો, મહીનાઓ, અને વરસો સુધી જઇ જઇને ખુદાની બંદગી કલાકો સુધી કરી હોય તે ઉપરથી તેવણ ગોફેનશીન થયા હતા એવો વીચાર ફેલાયો હોય એમ બનવાજોગ છે, અને તેમાં કાંઇ ખોટું નથી. કારણ પાક અવસ્તાનાં પુસ્તકો પુરવાર કરે છે કે દાદાર અહુરમઝદ અને જરથુસ્ત્ર સાહેબ વચ્ચેની પુરસેશ–પાસુખ યાને સવાલ જવાબ "હુશેદરેન" પહાડ ઉપર (કેટલાકોના કહેવા મુજબ "અસ્નવત" પહાડ ઉપર) થયા હતા, અને એક પહાડ ઉપર ગુફા જેવી જગા હોય એમાં કાંઇપણ શક નથી.

શિક્ષણ:—કુલ જગતના પેદા કરનાર અશો અહુરમઝદની બંદગી કરવા માટે જરથુસ્ત્ર જેવા પવિત્ર માણસને પણ સંપુર્ણ શાંતીની જરૂર

હતી, તો પછી આપણ જેવાં માનવીઓએ પણ બને તેટલી શાંતી મળે તેવા સંજોગોમાં ખુદાની યાદ કરવાની જરૂર છે. ખુદાતાલાની બંદગી કરતી વેળા શરીર અને મનને બીજી કોઇપણ બાબદ તરફ ખેંચાવું જોઇતું નથી.

---

## પાઠ ૨૧ મો.

### અશો જરથુશ્ત્રનું શરીર આ દુન્યામાં અને રૂહ મીનોઇમાં.

આપણે આગલા પાઠોમાં શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબ મીનોઇમાં ગયા હતા અને દાદાર અહુરમઝદ સાથે વાતચીત કરી હતી. હવે બાળકો તમે સવાલ કરશો કે જરથુસ્ત્ર કયે રસ્તે અને શામાં બેસીને મીનોઇમાં ગયા હતા. આનો જવાબ નીચે પ્રમાણે છે.

એક માણસનું શરીર તે કાંઇ તે માણસ પોતે નથી. શરીર તો આપણને સર્વને છે. શરીર તો નાશ પામે છે, અને પાછું તેજ શરીર બની શકતું નથી. પણ આપણામાં જે જીવ છે, જેનાં બળથી આપણે ચાલ્યે, હાલ્યે, વિચાર્યે, લાગણી ધરાવ્યે, બોલ્યે છીએ, તે જીવ અથવા રવાન તેજ આપણ પોતે છીએ. આપણો જીવ શરીરની બહાર થઇ જાય તો પછી આપણને કાંઇ પણ લાગણી થતી નથી, અને આપણ મુરદાં જેવાં માલમ પડયે. આ જીવને બીજા બોલોમાં રૂહ પણ કહેવામાં આવે છે. કેટલીક વખતે જયારે આપણે કાંઇ ઘણાજ અગતનાં કાંમમાં મશગુલ હોઇએ છીએ, અને તેમાંજ આપણું સઘળુ ચીત રોકાયલું હોય છે, ત્યારે આપણો જીવ અથવા રૂહ તે કાંમમાં ઘુંટાયલો હોવાથી તે કામ સીવાય બીજી કોઇ પણ બાબદનું આપણને ભાન રહેતું નથી. જો આપણી આસપાસ કોઇ કાંઇ બોલે છે અથવા અવાજ કરે છે તો તે શું બોલે છે અથવા કરે છે તે પણ આપણે જાણતાં નથી. આનું કારણ એ છે જે આપણો જીવ તે વખતે ચોક્કસ બાબદમાં એક ચિતથી રોકાયલો હોવાથી તે જીવ આપણને બીજી બાબદનું ભાન આપતો નથી. કેટલીક વખતે લડાઇમાં લડતાં સીપાહો ઘાયલ થાય છે અને તેઓને નવધાર લોહી જાય

છે, છતાં તેઓ દુશમન સાથે લડવામાં એટલા તો મશગુલ હોય છે, એટલે તેઓનો જીવ દુશમનને મારી હથાવવામાં એટલો તો લાગેલો હોય છે, કે પોતાના શરીરને જે ઇજા થયલી હોય છે તેનું તેઓને ભાન રહેતું નથી, અને જ્યારે પોતાનું લડવાનું કામ પૂરૂં થાય છે, ત્યારેજ તેઓ જાણી શકે છે કે તેઓને ઇજા થઇ છે. આવીજ રીતે જરથુસ્ત્ર સાહેબનું ચીત, ધ્યાન અને જીવ દાદાર અહુરમઝદમાં એટલો તો રોકાઇ ગયો હતો કે તેવણનું શરીર મુરદાં જેવું પડી રહ્યું હતું અને તેવણ પોતાનાં રૂહને શરીરથી જુદું કરી, શરીર નકામું નાખી, રૂહ કે જીવ કે રવાન જે કહો, તેને મીનોઇ જેહાનમાં લઇ ગયા હતા. આવી હાલતમાં જરથુસ્ત્ર સાહેબે દાદાર અહુરમઝદ બાબે અને ભલી દીન બાબે જ્ઞાન મેળવ્યું હતું. આ રીતે તેઓ મીનોઇમાં ગયા હતા તે કાંઇ ખોટું નથી; કારણ તેવણનાં જીવે યાને તેવણે પોતે મીનોઇ જેહાનમાં ખુદાવંદ સાથે મુલાકાત કરી હતી. આ ઉપર સમજાવેલી બાબદ ખરી છે એમ અવસ્તા ઉપરથી માલમ પડે છે કારણ ત્યાં જરથુસ્ત્ર સાહેબ કહે છે જે "ઓ અહુરમઝદ જ્યારે મેં તને માહરાં મનની આંખોએ બહમનની બક્ષેશથી જોયો (એટલે ભલાં મનની યાને વીચારની મારફતે જોયો) ત્યારે તુંને મેં વખાણ્યો."

**નોટ:**—શીક્ષક સાહેબને અથવા મા બાપને અત્રે અરજ કરવામાં આવે છે કે બાળકને આ પાઠ શીખાડયા પછી પોતાનું મન શાંત કરી એકજ ચીજનો વીચાર એક વખતે કરવાને શીખાડવાની કોશેશ કરવી; આવી કોશેશ ચાલુ રાખવાથી ઘણાજ મોટા ફાયદા તે બાળકને થએલા આપણે અનુભવીશું.

શિક્ષણ:—જ્યારે એકાગ્રહ ચીત કરવાથી ખુદ દાદાર અહુરમઝદને જોવાનું મુશ્કેલ કામ પાર ઉતારી શકાય છે, તો તેજ ઉપાયથી આ દુન્યાનું કોઇપણ કામ જરૂરજ પાર ઉતારી શકાશે માટે કોશેશ કરો.

---

## પાઠ ૨૨ મો.

### જરથુશ્ત્ર સાહેબે અમેશાસ્પંદોથી મેળવેલી નસીહતો.

જરથુસ્ત્ર સાહેબની દાદાર અહુરમઝદ સાથની મુલાકાત પછી, જ્યારે તેવણ પાછા ફરતા હતા, (એટલે તેવણનો જીવ અથવા રૂહ શરીરમાં પાછો ફરતો હતો) ત્યારે તેવણનેં દાદાર અહુરમઝદના બીજા ૭ મદદગારો જેઓને આપણે અમેશારપંદો કહીએ છીએ તેઓ સાથે મુલાકાત થઇ.

**બેહમન સાથની મુલાકાત:**—પહેલાં બેહમન અમેશાસ્પંદ મલ્યા તેણે કહ્યું "ઓ જરથુસ્ત્ર દુન્યાનાં બધાં ગાય ગોસ્પંદો મેં તારી પાસબાનીમાં મુકયાં છે. તું ગેતીના લોકોને ફરમાવજે કે ગોસ્પંદોની જતન કરે, તેઓને સંભાળે, અને તેઓને હાણી પહોંચાડે નહિ, જેથી તેઓ (માણસો) તેઓથી (ગોસ્પંદોથી) ફાયદો મેળવશે." આ શિક્ષણ જરથુસ્ત્ર સાહેબ પોતાના ગાથામાં આપણને શીખાડી ગયા છે. આપણે તે શિક્ષણ પ્રમાણે ચાલવા બંધાએલા છીએ.

**અરદીબહેશ્ત સાથની મુલાકાત:**—અરદીબહેસ્ત અમેશાસ્પંદે જરથુસ્ત્રને કહ્યું કે "ઓ જરથુસ્ત્ર દાદાર અહુરમઝદે મને આતશની પાસબાની કરવા સારૂં ફરમાવ્યું છે. હું તુંને ફરમાઉં છું કે તું ગેતીના માણસોને આતશના ફાયદા સમજાવજે, અને તેઓને કહેજે કે આતશની પાસબાની કરે, તેને હંમેશ જલતો રાખે, અને તેની ઉપર લાકડાંની સુક્કી કાથી જલાવે, જેથી તે હમેશ સુધી જલતો રહે. જો કોઇ પવીત્ર આતશને બુજાવશે તો ગોયા ખુદાનાં નુરને હાણી પહોંચાડશે. તું પાદશાહ ગુસ્તાસ્પને કહેજે કે તે આતશની પરવરેશ કરવા સારૂં ઉપાયો લેય અને પહરેઝગાર માણસો મારફતે તેને હંમેશ રોશન રાખે." આ શિક્ષણ ઉપર જરથુસ્ત્ર સાહેબ પોતાના ગાથામાં ફરમાવે છે કે આપણે હમેશ આતશની પાસબાની કરવી અને તેને જલતો રાખવો. આ કામ કરવા માટે જરથુસ્ત્ર સાહેબ પહેલા આથ્રવન હતા. એટલે આતશની પાસબાની કરનારા મોબેદ હતા.

**શેહરેવર સાથની મુલાકાત:**—શેહરેવર અમેશાસ્પંદે જરથુસ્ત્રને કહ્યું જે "ઓ જરથુસ્ત્ર તું દુન્યાના લોકોને કહેજે કે પોતાના લડાઇના હથીઆરો હંમેશાં સાફ રાખે અને તે ઉપર કાટ લાગવા દેય નહિ, જેથી દીન દુશ્મનો સાથે લડવા તુરત કામ આવે. આ શિક્ષણ પ્રમાણે જરથુસ્ત્ર સાહેબ **રથેસ્તાર** એટલે લડવૈયા બન્યા હતા, અને પોતાના હથીઆરો હંમેશ તેજ રાખતા હતા.

**સ્પંદારમદ સાથની મુલાકાત:**—સ્પંદારમદ અમેશાસ્પંદે જરથુસ્ત્રને કહ્યું જે "ઓ જરથુસ્ત્ર દાદાર અહુરમઝદે મને જમીન ઉપર નેગેહબાની રાખવા ફરમાવ્યું છે, માટે હું તને ફરમાવું છું જે તું દુન્યાના લોકોને સમજાવજે કે જમીન સાફ રાખે અને તે ઉપર નજીસ ચીજો પડવા દેય નહિ. ખેતીની જમીનમાં કોઇપણ ખરાબ ચીજ નાખે નહિ. જ્યાં ખેતી નહિ હોય ત્યાં ખેતી કરે, કારણ ખેતી કરેલી જમીન માણસોને આબાદ કરે છે. આ ફરમાન મુજબ જરથુસ્ત્ર સાહેબ '**વાસ્ત્રીયોસ**' એટલે ખેડુત બન્યા હતા, અને જમીન તથા પાણીની પાસબાની કરતા હતા અને આપણને પણ તે પ્રમાણે કરવા ગાથામાં ફરમાવી ગયા છે.

**ખુરદાદ સાથની મુલાકાત:**—ખુરદાદ અમેશાસ્પંદે જરથુસ્ત્રને કહ્યું કે "ઓ જરથુસ્ત્ર કુવા નદી નાળાં વીગેરેનાં વહેતાં પાણીને ખરાબ નહિ કરવાને હું તને ફરમાઉં છું અને તે પ્રમાણે તું દુન્યાનાં લોકોને નસીહત કરજે."

**અમરદાદ અમેશાસ્પંદ સાથની મુલાકાત:**—અમરદાદ અમેશાસ્પંદે કહ્યું કે "જરથુસ્ત્ર! ઝાડ પાન વનસ્પતી વીગેરેને વગર કારણે ખરાબ કરવા અને તેને ઉખેડી નાખવા એ સજાવાર નથી, કારણ ઝાડ પાન વીગેરે ચીજ ઇનસાન જાતને તેમજ જનાવરોને રાહત આપનારી છે. ઓ જરથુસ્ત્ર તું ભલા અને દાનાવ માણસોને દુન્યામાં બધે ઠેકાણે મોકલજે કે જેથી તેઓ ભલી દીન સર્વને સમજાવે, અને બદીથી લોકોને દુર રાખે,

ખુદાતાલાએ માણસ જાતનાં શરીરને હવા, પાણી, આતશ, અને માટીથી બનાવેલું છે, માટે એ ચાર ચીજો ખરાબ કરવી એ ગુનાહનું કામ છે."

શિક્ષણ:—જરથુસ્ત્રનો માઝદયસની જરથોસ્તી ધર્મ આપણને સર્વ જરથોસ્તીઓને શીખવે છે કે, સચ્ચાઇ, અશોઇ, વીગેરેને અખત્યાર કરવા સાથે, આ દુન્યાની જુદી જુદી ઉપયોગી ચીજોનો નાશ કરવો નહિ. ભલાં મનથી ગાય ગોસ્પંદની પરવરેશ કરવી, આતશની સંભાળ લેવી, આપણાં હથીઆરો સાફ રાખવાં, જમીન તથા પાણીને ખરાબ કરવાં નહિ; વનસ્પતી, ઝાડ પાણ વીગેરેને વગર કારણે ઉખેડી કાઢવાં નહિ.

---

## પાઠ ૨૩ મો.

## અહેરેમન સાથે લડવા અશો જરથુશ્ત્રનું હથીઆર 'અહુનવર.'

જરથુસ્ત્ર સાહેબ પાક દાદાર અહુરમઝદ સાથની મુલાકાત કરી અમેશાસ્પંદો સાથની વાતચીતથી ભલી દીન બાબે વાકેફી મેલવી જ્યારે પાછા ફર્યા (એટલે કે જ્યારે તેવણ સાહેબનું રવાન તેવણના શરીરમાં પાછું દાખલ થઇ હોશદાર થયું) ત્યારે તેવણની આસપાસ અહેરેમન અને બુરા આદમીઓ હાજર થયા અને સમજાવવા લાગ્યા કે "ઓ જરથુસ્ત્ર તું આય ભલી દીન ફેલાવવાનું કામ છોડી દે, અને તેમ કરશે તો હમે તુંને દુન્યાનો પાદશાહ બનાવીશું." જરથુસ્ત્ર સાહેબે ઘણુંજ મકકમ મન રાખી તેવણ આગળ મૂકવામાં આવેલી લાલચની દરકાર કરી નહિ અને કહ્યું "અગરજો મારાં હાડકાં, મારો જીવ તથા મારી બુદ્ધી જુદી પડે તો પણ તે લાંચને ખાતર ભલી મજદયસ્ની દીનને હું છોડુ નહીં" (વંદીદાદ ૧૯—૭) આવી રીતે તકરાર થતાં તે બુરાઓ જરથુશ્ત્ર સામે લડવા તૈયાર થયા. તેઓ ઘણા હતા, જ્યારે જરથુસ્ત્ર એકલા હતા. તેવણ સાહેબ જરા પણ ડર્યાં નહિ, અને પોતાની પાસેનું એજમતી હથીઆર જે 'અવસ્તા' હતા, અને ખાસ કરી 'અહુનવર' યાને "યથા અહુ વૈરયો"નો કલામ જે તેવણ ખુદ દાદાર અહુરમઝદ પાસે શીખ્યા હતા તે મોટેથી ભણવા લાગા. આ

કલામ ભણતાંજ પેલા બુરાઓ પોતાની પુષ્કલ શક્તી અને હથીઆરો છતાં આજેજ થઇ જરથુસ્ત્રની પાસેથી ચાલી ગયા. આ પ્રમાણે જરથુસ્ત્ર સાહેબ દાદાર અહુરમઝદ તરફ વફાદારી દેખાડવા અને ભલી દીન નહિ છોડવા માટે આખી દુન્યાની પાદશાહી પણ તજી દેવા તૈયાર થયા 'અહુનવર' જેવા જોરાવર અને એજમતી કલામની બરકતથી તેવણ પોતાના દુશમનોને હરાવી શકયા હતા.

શિક્ષણ:—જેમ જરથુસ્ત્ર સાહેબે આપણી પાક દીનની જાળવણી ખાતર તમામ દુન્યાનાં રાજને પણ ઠોકરે માર્યું તેમ દુન્યાની લાલચો આપણી સામે આવે અને રાસ્તીના માર્ગથી દુર જવાને લલચાવે ત્યારે આપણે પણ તે લાલચોને તુચ્છ ગણીને હુમત, હુખત તથા હવરશતને વળગી રહેવું જોઇએ. બુરા વિચારો–લોભ, લાલચ, કીનો, અદેખાઇ, ગુસ્સો વિગેરે– ઉભા થાય ત્યારે યથા અષેમના કલામો ભણી તેઓને મનમાંથી દુર કરવા જોઇએ.

---

## પાઠ ૨૪ મો.

## પેગામબર અશો જરથુસ્ત્રની પોતાનો ધર્મ ફેલાવવાની કોશેશ.

આપણે ઉપર શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબે દીન બાબેનું જ્ઞાન અશો અહુરમઝદ પાસેથી મેળવ્યું હતું અને તે ઉપરાંત કેટલીક નસીહતો અમેશાસ્પંદો મારફત શીખ્યા હતા. અશો અહુરમઝદે દુન્યાનાં ભલા લોકો અને કુલ ભલી પેદાએશની અરજ ઉપરથી જરથુસ્ત્ર સાહેબને પેદા કરી, તેવણને અહુરમઝદી રાહ શીખવી, તે દુન્યાના લોકોને શીખવી તેઓને બદીથી બચાવવા ફરમાવ્યું હતું. આ અહુરમઝદનું ફરમાન યાને પેગામ લઇ જરથુસ્ત્ર સાહેબ આવ્યા હતા, અને તેથી તેવણ સાહેબને પેગામબરનો મહાન ખેતાબ આપવામાં આવ્યો હતો.

આપણે જ્યારે પણ કાંઇ મોટું કામ કરવાનો વીચાર રાખ્યે છીએ અને તેને અમલમાં મેલવાની કોશેશ કર્યે છીએ ત્યારે નહિ ધારેલી અનેક

જાતની મુશ્કેલીઓ આપણી સામે વારંવાર ઉભી થાય છે. જો આપણે મક્કમ મનનાં અને આપણું કામ પાર ઉતારવાની પુરી કુશળતા ધરાવતા હોઇએ છીએ તો અને તોજ તે આપણું મહાન કામ આપણે પાર ઉતારી શકયે છીએ, અને નહિ તો તે કામ જરૂરજ નીશ્ફળ જાય છે.

હવે જ્યારે પેગામબર અશો જરથુસ્ત્ર સાહેબે દુન્યાની અંદર એક નવો ધર્મ દાખલ કરવાની કોશેશ કરી ત્યારે તેવણ સામે બુરા લોકોએ કેવું જંગ ચલાવ્યું હશે? કેટલી મુશ્કેલીઓ ઉભી કરી હશે? તેવણનું બજાવેલું કામ હર પળે તોડી નાખવા કેટલી બલતવારીથી લડયા હશે? પણ જરથુસ્ત્ર સાહેબે તો ખુલ્લું તે બુરાઓના સરદારને જાહેર કર્યું હતું કે "માહરી બુધ્ધી જતી રહે, માહરાં હાડકાં તુટી જાય, બલ્કે મારો જાન પણ જાય તોપણ અહુરમઝદની ભલી દીન ફેલાવવાનું કામ કદી હું છોડનાર નથી." અને આપણે શીખી ગયાં અને હજી શીખીશું કે તેવણ પોતાના વચન પ્રમાણેજ વર્ત્યા હતા.

એક બે દીવસો, કે અઠવાડયાં, કે મહીના નહિ, પણ દસ વરસ જેટલો લાંબો સમય તેવણે જીવતોડ મહેનત કરી અને એ લાંબા કાળ પછીજ તેવણને ફતેહ મળવાની શરૂઆત થઇ, અને તેમનો પહેલો શાગેર્દ મેદયોમાહ મલ્યો.

તેવણ સાહેબ પોતાનો ધર્મ અને તેનાં કાયદા કાનુનો સમજાવતા ત્યારે ખુલ્લા શબ્દોમાં કહેતા કે "તમો લોકો કે જેઓ નજદીકથી કે દુરથી મારી આગળ આવ્યા છો તેઓને હું ખુલ્લા શબ્દોમાં કહું છું કે મારૂં કહેવું તમો ઘણાજ ધ્યાનથી સાંભળો, પછી તે ઉપર વીચાર કરો, જો તમોને એમ લાગે કે હું કહું છું તે તમારાં ભલાંને માટે છે, અને તે સારૂંજ છે તોજ તે કબુલ કરજો."

આવી રીતે જરથુસ્ત્ર સાહેબે દરેક જણને વીચારનું છુટાપણું આપેલું હોવાથી અને જોર જબરી કરેલી નહિ હોવાથીજ તેવણને પોતાનો ધર્મ ફેલાવતાં આટલો બધો લાંબો વખત થયો હતો. આપણે જાણવું જોઇએ કે દુન્યામાં ધીરજ અને શાંતીથી બજાવેલું કામકાજ સદા નીભી શકે છે,

ઉતાવળ અને જબરીથી બજાવેલું કામ થોડા વખતમાં નાશ પામે છે. જરથુશ્ત્ર સાહેબે ઘણીજ ધીરજ અને શાંતીથી સૌને પોતાની અક્કલ વાપર્યા પછીજ કામ કરવા કહેલું હોવાથી, તેવણે જે ધર્મનો પાયો નાખ્યો તે અશો અહુરમઝદની બરકતથી હઝારો વરસો થયાં નીભી રહ્યો છે.

હવે આપણે આ પાઠમાં તેમજ આગલા પાઠોમાં શીખવા મુજબ, અહુરમઝદની પાસેથી દીન બાબેનું જ્ઞાન મેળવવા બાદ, અને તે જ્ઞાન ફેલાવવાની કોશેશ શરૂ કરવા પછી દસ વરસો જેટલા લાંબા વખત પછીજ તેવણે પોતાનો પહેલવહેલો ચેલો મેળવ્યો હતો જેનું નામ "મેદીઓમાહ બીન આરાસ્ત" હતું.

આ મેદીઓમાહ પણ સ્પીતમાનના ખાનદાનનોજ હતો, કે જે ખાનદાનના જરથુશ્ત્ર સાહેબ પણ હતા. જરથુશ્ત્ર સાહેબના કાકા આરાસ્તનો, મેદીઓમાહ દીકરો હતો. આ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે ખુદ જરથુશ્ત્ર સાહેબના ખાનદાનના આદમીઓએ પણ જરથુશ્ત્રનો ધર્મ તુરત કબુલ્યો ન હતો, પણ ૧૦ વરસો જેટલા લાંબા વખત પછીજ, પોતાની ખાત્રી કર્યા બાદ, તેવણના ધર્મની સચ્ચાઇ અને મોતેબરી સમજ્યા પછીજ તેવણનો ધર્મ કબુલ કર્યો હતો.

**શિક્ષણ:**—જે પ્રમાણે જરથુશ્ત્ર સાહેબ પોતાના ભલી દીન ફેલાવવાના કામમાં ઘણીજ ખંતીલી કોશેશ પછી દસ વરસો જેટલા લાંબા વખતે ફતેહ પામ્યા હતા, અને તેવણે ત્યાં સુધી પોતાની કોશેશ અને ખંત છોડી દીધી નહિ હતી, પણ સબુરી પકડી પોતાના કામમાં ફતેહ મેળવવા દાદાર અહુરમઝદની મદદ વારેવારે માગતા હતા, તેમજ આપણે પણ આપણાં કામોમાં દાદાર અહુરમઝદની મદદ માંગી ખંત અને મહેનતથી આપણું કામ હંમેશાં પાર ઉતારવું અને એકદમ ફતેહ ન મળે તો નાસીપાસ થવું નહીં.

---

## પાઠ ૨૫ મો.

## જરથુશ્ત્ર સાહેબે ફતેહ મેળવવા દાદાર અહુરમઝદ પાસે માંગેલી મુરાદો.

જરથુશ્ત્ર સાહેબે પોતાની ભલી દીન ફેલાવવામાં અને તેમ કરી કુલ માણુસ જાતને સુખ, સલાહ, તંદરોસ્તી, અને ખુદા બાબેનું જ્ઞાન આપવાના કામમાં પોતાને મદદ મલે તે માટે દાદાર અહુરમઝદની બંદગી કરી કેટલીક મુરાદો માંગી હતી. આપણે આદમીઓ પણ દાદાર અહુરમઝદની સેતાયશ અને બંદગી કીધા પછી તે સાહેબ પાસે આપણાં દીલની મુરાદો માંગ્યે છીએ, અને જો તે આપણી મુરાદો ભલી હોય છે, તો આપણી દુવાઓ ફલે છે અને તે મહાન ગેબી સાહેબ આપણને મદદ આપે છે.

હવે ત્યારે આપણે શીખીશું કે જરથુસ્ત્ર સાહેબે કેવી જાતની મુરાદો માંગી હતી.

(૧) જરથુશ્ત્ર સાહેબના જમાનામાં જે બુરાઓ (દેવયસ્નીઓ) હતા તેઓ લુતફાત, ચોરી અને એવાંજ બીજાં બુરાં કામો કરતા હતા. તેઓ ભલા આદમીઓ (માઝદયસ્નીઓ) ઉપર એકદમ ગલબો લાવી તેઓની માલ મીલકત લુટી લઇ નાસી જતા હતા. આવા બુરા આદમીઓને પુગી વળવા માટે જરથુશ્ત્ર સાહેબે મુરાદ માંગી કે "ઓ દાદાર! તું હમોને (મને અને મારી સાથવાલાઓને) એવી શકતી બક્ષ કે જેથી હમો એ બુરાઓને પહેલેથીજ પીછાણી લઇએ, અને તેઓ હમોને પહેલે પીછાણે નહિ.

આની મતલબ એ જે જરથુસ્ત્ર સાહેબે વીચાર્યું કે જો તેવણ સાહેબ અને તેવણની સાથવાળાઓ પેલા લુટારા અને ચોરોને તુરત પીછાણી લીએ તો તેવણ પેલા બુરાઓને હાથે નુકસાન ખમનારાઓને બચાવી શકે.

(૨) જરથુશ્ત્ર સાહેબે બીજી મુરાદ ચાહી કે "હું દુસ્મનોને મારતો, લડાઇમાં જીતતો; તેઓનો દોર તોડતો; આય દુન્યામાં આગલ વધું."

આ મુરાદ ઉપરથી માલમ પડે છે કે જરથુસ્ત્ર સાહેબ એક અથંગ લડવૈયા પણ હતા, અને બુરાઇની સામે લડવામાં તેવણના જેવો જોરાવર બીજો કોઇ પણ થયો નથી. આવા જરથુસ્ત્ર સાહેબનાં ગુણને ખાતરજ તેવણને પહેલા રથેસ્તાર કહેવામાં આવે છે.

(૩) જરથુસ્ત્ર સાહેબે વધુ મુરાદ કરી કે "જુઠાઓને તોડતો, અને મુરાદ હાંસલ કરતો હું આ જમીન ઉપર આગળ વધું."

આ મુરાદ ઉપરથી માલમ પડે છે કે જરથુસ્ત્ર સાહેબ આ જમીન ઉપર ચાલતાં દરેક પગલે જુઠાંને દુર કરી સચ્ચાઇને રસ્તે ચાલતા હતા.

(૪) જરથુસ્ત્ર સાહેબની ચોથી મુરાદ એ હતી કે "ઓ ખુદા! તું મને લાંબી જીંદગી બક્ષ" આ દેખાડે છે કે જરથુસ્ત્ર સાહેબ આ જીંદગીમાં ભલાં કામો કરવા ઉપર એટલા તો ઉલતમંદ હતા, કે તે કામ ઘણો લાંબો વખત સુધી ચાલે એવું તેવણ ઇચ્છતા હતા, અને તેથીજ તેવણે લાંબી જીંદગી માંગી હતી.

(૫) જરથુસ્ત્ર સાહેબની પાંચમી મુરાદ એ હતી કે "ઓ અહુરમજદ! તું મને સંપુર્ણ તંદરોસ્તી બક્ષ."

આ ઉપરથી એમ માલમ પડે છે કે જરથુસ્ત્ર સાહેબે લાંબી જીંદગી ગુજારવા માટે તંદરોસ્તીની જરૂર જોઇ હતી.

એક તંદરોસ્ત શરીરવાલાં માણસનાં મગજમાં તંદરોસ્ત ભેજું હોય છે; અને જો ભેજું તંદરોસ્ત હોય છે તો સારા વીચારો આવવાથી, સારા સુખનો બોલાય છે અને સારાં કામો થાય છે. અને આ કારણસરજ જરથોસ્તી ધર્મમાં શરીરને તંદરોસ્ત રાખવાનું ફરમાન છે. નબળું શરીર નેક કામો કરવામાં હરકત કરે છે, માટે શરીરને તંદરોસ્ત રાખવું.

(૬) જરથુસ્ત્ર સાહેબની છઠી મુરાદ એ હતી કે "ઓ અહુરમઝદ તું તમામ રોશનાઇવાળું ચળકતું બહેસ્ત જે સાચ્ચું બોલનારાઓ માટે છે તે તું મને બક્ષ."

આ મુરાદ જરથુસ્ત્ર સાહેબની છેવટની મુરાદ હતી અને તે તેવણ પામ્યા હતા. આ ઉપરથી આપણે સમજી શકયે છીએ કે સચ્ચાઇની રાહે ચાલી ભલાં કામો કરવાનું છેવટ બહેસ્તની ખુશાલીમાં મલે છે.

શિક્ષણ:—જરથુસ્ત્ર સાહેબની જીંદગીની છ મુરાદો ઉપરથી આપણે શીખવું જોઇએ કે આપણું શરીર તંદરોસ્ત રાખી, સચ્ચાઇને માર્ગે ચાલી, બુરાઇનું જોર તોડવા, લાંબી જીંદગી ભોગવી છેવટે હંમેશગીનું સુખ આપનારાં બહેસ્તની ઉમેદ અને મુરાદ સર્વ જરથોસ્તીઓએ પાક અહુરમઝદ પાસે માંગવી.

---

## પાઠ ૨૬ મો.

### અશો જરથુશ્ત્રનો ધર્મ કબુલ કરનારાં ઇરાની ખાનદાનો અને શાગેરદો.

અશો સ્પીતમાન જરથુસ્ત્રે દસ વરસો સુધી ચાલુ ખંતથી પોતાની ભલી દીન લોકોને સમજાવ્યા પછી, જે ભલા માઝદયસ્ની ધર્મ પાળનારાં માણસો હતાં તેઓએ જરથુસ્ત્રની નવી દીન બાબે પોતાની ખાત્રી કરી.

તેઓને માલમ પડયું કે, (૧) જરથુસ્ત્રની દીનનો પાયો ઘણોજ મજબુત છે, (૨) તે દીન અહુરમઝદ ઉપર ભરૂસો રાખતાં શીખવે છે, (૩) તેની તમામ મતલબ દુન્યાનું ભલું કરવાની છે, (૪) તેની તમામ હીકમત અષોઇ પાળવામાં છે.

આવી રીતે ખાત્રી મેળવવા પછી તેઓએ જરથુસ્ત્રની દીન કબુલ કરી. જે જ્ઞાન અહુરમઝદે અશો જરથુસ્ત્રને આપ્યું હતું, તે જ્ઞાન જરથુસ્ત્ર સાહેબે પોતાના શાગેરદોને આપવા માંડયું. તેવણે તેઓને સમજાવ્યું કે "જેઓ અહુરમઝદની રાહ ઉપર ચાલશે તેઓને તેનો ઘટતો બદલો મળશે."

અશો જરથુસ્ત્રે પોતાની દીન કબુલાવવા માટે કોઇની ઉપર પણ કોઇ પણ જાતનો જુલમ, કે જબરી કરી હતી નહિ, પણ જેઓ પોતાની

મગજ શકતી વાપરી તેવણુની દીનની મોતેબરી જોતા અને જેઓ ખરાં અંતકરણથી તેવણુ પાસે આવી તેવણુની દીન પોતાની મરજીથી કબુલતા તેઓને અહુરમઝદની રાહ બાબે જ્ઞાન આપતા. પોતે જે કહેતા તે એકદમ કબુલ કરવા તેઓ ફરમાવતા નહી પણુ રોશન વિચાર શકિતનો ઉપયોગ કરવા કહેતા હતા.

અશો જરથુસ્ત્રની દીન કબુલવામાં પહેલે નીચલાં ઇરાની ખાનદાનોના મરદો અને બાનુઓ હતાં, (૧) હએચતઅરપ અથવા સ્પીતામ (૨) નોદર, (૩) હવોગવ.

આપણે આગલ ચાલતાં શીખીશું કે પાદશાહ ગુસ્તાસ્પે અને તેના કુટુંબે જરથુસ્ત્રની દીન કબુલી હતી. તે પાદશાહ નોદર ખાનદાનનો હતો, અને તેણે જરથુસ્ત્રના દુશ્મનો સામે ખુબ લડતો કરી હતી.

જરથુસ્ત્રની દીન કબુલી તેવણુને તેવણુનાં કામમાં મદદ કરનારાઓમાં હવોગવના ખાનદાનના બે નબીરા (૧) ફરશોસ્તર, અને (૨) જામાસ્પ; ગોયા જરથુસ્ત્રના જમણા અને ડાબા હાથ મીસાલ થઇ પડયા હતા.

અશો જરથુસ્ત્રના શાગેરદો કોણુ કોણુ હતા તેઓનાં નામો આપણુને ફરવરદીન યશ્ત ઉપરથી માલમ પડે છે, અને તેઓની સંખ્યા લગભગ સવા બસો જેટલી થાય છે આ સવા બસો શાગેરદો અને ખુદ પોતે મળી પાક સ્પીતમાન જરથુસ્ત્રે પોતાની દીન એટલી તો મજબુત રીતે લોકોને સમજાવી કે તમામ ઇરાન દેશ ઉપરાંત દુન્યાના ઘણા ભાગોમાં માજદયસ્ની જરથોસ્તી દીન ફેલાઈ અને શુક્ર છે તે પાક દાદાર અહુરમઝદના કે તે દીન હજી જીવતી જાગતી હાલતમાં છે, અને આપણે તે દીનના પાળનારા છીએ. જો કોઇ પણુ દીન દુન્યામાં જાહેર થયા પછી હજારો વરસો સુધી જીવતી હાલતમાં ટકી રહી હોય, તો તે ફકત માજદયસ્ની જરથોસ્તી દીન છે.

જો આપણે ખરાં માજદસ્ની જરથોસ્તી હોઇશું તો એ દીન હજી હજારો વરસો સુધી બલ્કે દુન્યાની આખેરી સુધી ટકી રહેશે. જે પ્રમાણે

અશો જરથુસ્ત્રના શાગેરદોએ એ દીન ટકાવી રાખી હતી તેમજ આપણે પણ એ દીન ટકાવી રાખીશું, અને તે માટે અશોઇ અને સચ્ચાઈની રાહે હંમેશ ચાલીશું.

શિક્ષણ:—અશો જરથુસ્ત્રનો ધર્મ પાક અહુરમઝદ ઉપર ભરોસો રાખવા, તમામ દુન્યાનું ભલું કરવા, અને સંપુર્ણ અશોઇ અને સચ્ચાઇ પાળવા શીખવે છે.

---

## પાઠ ૨૭ મો (ભાગ ૧ લો.)

### અશો જરથુશ્ત્રનું પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં આવવું, અને અહુરમઝદનો પેગામ જાહેર કરવો.

આગલા પાઠોમાં આપણે શીખી ગયાં, કે અશો સ્પીતમાન જરથુસ્ત્રને પાક દાદાર અહુરમઝદની દરબારમાંથી દીન બાબે જ્ઞાન મેલવી પાછું ફરવા પછી ઘણીક મુશકેલીઓ સાંમે લડવું પડયું હતું, તેઓએ કેટલાક શાગેરદો મેલવવા પછી વીચાર્યું કે જો તેવણ દેશના પાદશાહને પોતાની દીન કબુલાવે તો દેશની રૈયત પણ તેવણની દીન જલ્દી કબુલે આવા વીચારથી તેવણ સાહેબે પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં બલ્ખ શહેર તરફ ચાલુ મૂકયું, અને પોતાની સાથે એક સરવના ઝાડનો રોપો "આદર બુરઝીન' નામનો આતશ, અને અવસ્તાનું પુસ્તક લેતા ગયા. પેલાં સરવના ઝાડ ઉપર દરેક પાતરાં ઉપર લખાયલું હતું કે "ગુસ્તાસ્પ! તું ભલી દીન કબુલ કર." આ સરવનું ઝાડ પાદશાહ ગુસ્તાસ્પે પોતાના મહેલ નજદીક રોપ્યું, પેલા "આદર બુરઝીન" નામના આતશમાં એ ખુબી હતી કે તે વગર બળતણે બળયા કરતો, અને જે કોઇના હાથમાં જરથુસ્ત્ર સાહેબ તે આપતા તેને ગરમી માલમ પડતી નહીં, આ આતશને ગુસ્તાસ્પે બલ્ખ શહેરમાં ઘણાજ દબદબા સાથે એક કીમતી મહેલમાં તખ્તનશીન કર્યો.

પેલાં અવસ્તાના પુસ્તકમાં અહુરમઝદની ભલી દીનનાં ફરમાનો જાહેર કરવામાં આવ્યાં હતાં.

પાદશાહ ગુસ્તાસ્પના મહેલ પાસે આવતાંજ તેવણે પાક દાદાર અહુરમઝદની બંદગી કરી અને પછી પુર હીમતથી દરબારમાં આવી ઉભા. તેવણે તુરતજ પાદશાહ ગુસ્તાસ્પનાં તખ્ત આગલ જઇ અવસ્તા ભાષામાં નીચે પ્રમાણે તેને દુવા દીધી.

"હું આએ ભલી દુવાઓ દેનાર નેક મરદ છેઉં. અએ નેક, બુલંદ અને લાંબી જીંદગીવાલા મરદ, અએ પાદશાહ હું તને દુઆ દઉં છેઉં કે, તારી સ્ત્રી, અને તારાં ફરઝંદો લાંબી જીંદગીવાલાં હોજો. તારો એક બેટો જામાસ્પ (હકીમ) જેવો થજો. તું દાદાર અહુરમઝદના જેવો ફાએદો કરનાર થજે, ફરેદુનના જેવો દુશ્મનને મારનાર થજે, જામાસ્પના જેવો હીમતવાન થજે, કાઉસ પાદશાહ જેવો ઝલકાતવાલો થજે, અઓશ્નરના જેવો ચાલાક થજે, તહેમુરસ્પના જેવો હથીઆરબંદ થજે, જમશેદના જેવો ખોરેહમંદ થજે, કેરસાસ્પના જેવો જોરેમંદ થજે, ઉર્વાક્ષના જેવો ડહાપણવાલો થજે, શ્યાવક્ષના જેવો ખુબસુરત અને બીગુનાહ થજે; આથવ્યાનના ખાનદાનવાળાની માફક ગાએ ઢોરથી ભરપુર અને પૌરૂશસ્પના જેવો ઘણા ઘોડાવાલો થજે, (હું) સ્પીતમાન જરથુસ્ત્ર જેવો અશો થજે, તારે ત્યાં દસ છોકરા જન્મ પાંમજો, જેમાંના ત્રણ આતશ રોશન રાખનાર ત્રણ લડવૈયા, ત્રણ ખેડુતો, અને એક તું ગુસ્તાસ્પ જેવો પાદશાહ થજો. સુર્ય મીસાલ તેજ ઘોડાવાલો, ચંદ્ર જેવો રોશ્નીવાલો, આતષ જેવો ચલકાતવાલો, અને મહેર યજદ જેવો તેજ થજે. સરોષ યજદ જેવો ખુબસુરત, રશ્ને જેવો રાસ્ત, બહેરામના જેવો ફત્તેહમંદ, રામના જેવો પુર સુખવાલો થજે, કએખુશરૂ પાદશાહ જેવો દુઃખ દરદ વગરનો થજે; આ માહરી દુવાઓ બર આવ્યા પછી તુંને છેવટે પુર સુખાકારીવાલુ બહેસ્ત મલજો. આ માહરી દુવાઓ આમીન થજો."

પાદશાહ ગુસ્તાસ્પે જરથુસ્ત્રના સુખનો સાંભળતાંજ જાણી લીધું કે તેવણ ઘણા ઉંચ દરજ્જાના માનવી હતા. તુરતજ તે પાદશાહે અશો જરથુસ્ત્રને પોતાની સામે એક ઉંચ બેઠક ઉપર બેસાડયા, અને કહ્યું કે

"એ બુઝોર્ગ દરજ્જાના શખ્સ તારી પાસે જે કાંઇ એલમ હોય તે જાહેર કર."

પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં ત્રીસ ઘણાજ કામેલ અને દાનાવ ઓલમાઓ હતા. આ ઓલમાઓએ એક પછી એક અશો જરથુસ્ત્રને તરેહવાર જાતનાં એલમો બાબે સવાલો કરી તેવણને હાર આપવાની કોશેશ કરી. જરથુસ્ત્ર સાહેબે દરેકને પોતાના કામેલ જવાબથી અને પોતાની અહુરમઝદી અકકલથી એવાતો હયરત કરી દીધા કે તેઓને પોતાની હાર કબુલવી પડી. ત્યાર બાદ પાદશાહ ગુસ્તાસ્પે જરથુસ્ત્રને પોતાનાં તખત ઉપર પોતાની પાસે બેસાડી ઘણીક બાબદો વીશે સવાલો કર્યાં, જેના સંતોષકારક જવાબો મલવાથી, પાદશાહે પોતાના મહેલની બાજુમાં એક સુંદર મકાનમાં અશો જરથુસ્ત્રને રાખ્યા. જરથુસ્ત્ર સાહેબ તરફની પાદશાહની આવી ભલી લાગણી જોઇ દરબારનાં ઓલમાઓને બહુજ અદેખાઇ લાગી, અને અશો જરથુસ્ત્રને હાર આપવા માટેનો ઉપાયો યોજવા લાગ્યા. જરથુસ્ત્ર સાહેબે, ગુસ્તાસ્પની દરબારમાં પોતાની જીત થએલી જોઇ તે રાત્રે આખી રાત દાદાર અહુરમઝદની સેતાયશ અને શુકર ગુઝારી કરવામાં ગાળી. બીજે દીવસે પાદશાહની દરબાર ભરાતાં ત્યાં સર્વ દરબારીઓ અને ઑલેમાઓ આવી પહોંચ્યા, અને જરથુસ્ત્ર સાહેબ પણ પોતાની ઉંચી જગા ઉપર ગોઠવાયા. પાદશાહ આવી પહોંચતાં તુરત જરથુસ્ત્ર સાહેબે કહ્યું કે "ઓ પાદશાહ! હું તને અરજ કરૂં છું કે, આવતી કાલે અહુરમઝદ રોજ છે તે દીવસે તારી દરબારમાં તારા મુલકના સઘળા લશકરી અમલદારો, સઘળા વીદ્વાનો, અને સઘળા દાનાવ માણસોને બોલાવવાનું ફરમાન જાહેર કર. તેઓમાંથી જે કોઇને કોઇ પણ એલમ, હુનર, યા કોઇબી તરેહના સવાલ કરવા હોય તે તેઓ રજુ કરે, અને હું તેઓના જવાબો આપું. તેઓના સવાલોના જવાબો સંતોષકારક અને ખાત્રી આપનાર માલમ પડે પછી હું જે પેગામ ખુદ દાદાર અહુરમઝદ પાસેથી લાવ્યો છું તે જાહેર કરીશ."

## પાઠ ૨૮ મો (ભાગ ૨ જો.)

### જરથુશત્રના માગવા મુજબનો હુકમ પાદશાહ ગુસ્તાસ્પે જાહેર કર્યો. જરથુશત્ર સાહેબ પોતાનાં મકાન ઉપર જઇ ફરી અહુરમઝદની યાદમાં મશગુલ થયા.

પાદશાહની દરબારનાં ઓલમાઓ ભેગા મળ્યા અને વીચાર કરવા લાગ્યા કે "આ અંજાણ્યો મરદ પાદશાહની દરબારમાં આવતાંજ આપણો દરજ્જો નીચો પડયો છે, એ આપણને એલમમાં હાર આપે છે, પણ આવતી કાલે આપણે સઘળા સાથે મળી જરૂરજ એને સખત સવાલો કરી આજેજ કરવો અને એની કીર્તીને ઝાંખ લગાડવી." આવો વીચાર કરતા તેઓ ઘણાજ રંજીદા થઈ પોતાને મકાને ગયા.

બીજે દીવસે દરબારમાં સઘળા લશ્કરી અમલદારો, દાનાવો, ઓલમાઓ વીગેરે આવી સૌ પોતપોતાની જગામાં બેઠા. અશો સ્પીતમાન જરથુશ્ત્ર આવી પહોંચતાંજ દરબારમાં દરેક દીશાએથી તરેહવાર હુન્નરો, એલમો દાનાઇ વીગેરેના સવાલો ઉપર સવાલો જરથુસ્ત્ર સાહેબને પુછવામાં આવ્યા. જરથુસ્ત્ર સાહેબે તે દરેકે દરેકને તેના સવાલના એવા તો જવાબો આપ્યા કે તેઓએ પોતાની હાર નકકી કબુલ કરવાની ફરજ પડી.

જ્યારે કોઇ પણ વધુ સવાલ કરનારૂં રહ્યું નહિ ત્યારે અશો જરથુસ્ત્ર પોતાની સોનેરી જગા ઉપરથી ઉઠયા અને ઘણાજ બુલંદ અવાજે પાદશાહ ગુસ્તાસ્પને કહ્યું "અએ જેહાનના પાદશાહ! પાક ખુદાતાલા કે જેના હુકમથી સાતે આસમાનો, તથા પૃથ્વી, સુર્ય, ચંદ્ર અને સેતારાની ઉત્પતી થઇ છે, જેણે આદમને જાન આપ્યો છે, જે માણસોને ખોરાક પહોંચાડે છે, અને જેણે તને પેદા કરી પાદશાહના બુલંદ દરજ્જાએ પહોંચાડયો છે તેની તરફથી તારી નજદીક આ પેગામ હું લાવ્યો છું" આટલું બોલી તેવણે અવસ્તાની જે કેતાબ દાદાર અહુરમદે તેવણને આપી હતી તે ગુસ્તાસ્પની નજદીક રજુ કરી, અને કહ્યું "ઓ પાદશાહ, આ કેતાબનું

નામ "અવસ્તા" છે એ મને પાક દાદાર અહુરમઝદે આપી છે, કે હું તે દુન્યાના લોકોને શીખવું, અને તેઓ તેમાં ફરમાવેલા હુકમો મુજબ ચાલે, અને તેનો અમલ કરે. માટે ઓ પાદશાહ! તું એ કેતાબમાં જણાવેલી બાબદ શીખ અને તેમાં આપેલા કાયદા કાનુનોના અમલ કર. જો તેમાં જણાવેલી રીતે તું ચાલશે તો જેમ તું આ દુન્યામાં ખુશી ભરેલો છે તેમજ બહેસ્તમાં પણ ખુશી ભરેલો રહેશે. તું મારા કહેવા ઉપર પુર વીચાર કર, અને જો મારૂં કહેવું તને રાસ્તી ભરેલું લાગે તો તે તું કબુલ કરજે અને બદકારોનાં કહેવા ઉપર ધ્યાન પુગાડતો ના." પાદશાહ ગુસ્તાસ્પે જરથુસ્ત્રના આ સખુનો સાંભળી કહ્યું "ઓ નેક મર્દ, તું તારા બોલવાની સાબેતીમાં, અને તું દાદાર અહુરમદ તરફથીજ આવેલો છે તેની સાબેતીમાં તું શું લાવ્યો છે? જો તું મારી ખાતરી કરી આપે કે તું દાદાર અહુરમઝદનો મોકલેલો પેગામબર છે તો હું તારા બોલવા ઉપર વીશ્વાસ લાવીશ, અને આલમનાં લોકોને પણ તારાં ફરમાનથી વાકેફ કરૂં, અને તારી ઉપર કોઇ પણ જાતનો ગેર-ઇનસાફ થવા દેઉં નહિ." આ સખુનો સાંભળી અશો જરથુસ્ત્ર બોલ્યા "ઓ પાદશાહ આ કેતાબ કે જે અવસ્તા છે તેનાથી દુન્યામાંથી સઘળી બદી નાબુદ થશે, અને દુન્યામાં લેઆંનતી દેવો જાહેરમાં દેખાશે નહિ. તું આ અવસ્તાના અર્થથી વાકેફ થશે, ત્યારે તને કોઇપણ દલીલની જરૂર રહેશે નહિ." પાદશાહ ગુસ્તાસ્પે અશો જરથુસ્ત્રને પાક અવસ્તામાંથી એક ભાગ પઢવા અને તેનો અર્થ સમજાવવા કહ્યું. જરથુસ્ત્ર સાહેબે તે પ્રમાણે કર્યું, પણ જેમ એક નાદાન બચ્ચું એક કીમતી હીરાની કીમત કરી શકતું નથી તેમ પાદશાહ ગુસ્તારપ અવસ્તાના ગૌહરની કીમત કરી શકયો નહિ. તે બોલ્યો કે "ઓ જરથુસ્ત્ર! તારો પેગામબરીનો દાવો ઘટતો છે, પણ તું ઉતાવળે ફાવી શકનાર નથી. તારા આપેલા અવસ્તા ઉપર હું ખુબ ધ્યાનથી વીચાર કરીશ, તેની મતલબ કેવી છે તે હું ખુબ તપાસીશ. જો તારો દાવો અને તારા અવસ્તાની મતલબ એક સરખી હશે, તો હું તને પેગામબર તરીકે કબુલ રાખી, અવસ્તાને દુન્યામાં આશકારા કરીશ. તું દરરોજ બામદાદના વખતે મારી દરબારમાં

આવતો રહેજે અને મને અવસ્તા અને તેનો અર્થ સમજાવતો રહેજે. તને કોઇ પણ ચીજની જરૂર હોય તે ફરમાવજે અને તે તને મળશે."

આ સુખનો સાંભલી અશો જરથુસ્ત્રે કહ્યું "ઓ પાદશાહ! તારા વીચાર બરહક છે. જ્યાં સુધી તારી ખાત્રી થાય નહિ ત્યાં સુધી તું મને પેગામબર તરીકે કબુલ કરતો ના, જો તારી ખાત્રી કરવા કોઇ પણ મોજેજાની જરૂર હોય તો તે તું મને ફરમાવજે અને હું તે પાક દાદાર અહુરમઝદની બરકતથી કરી બતાવવા હાજર થઇશ."

જ્યારે જરથુસ્ત્ર સાહેબ અને ગુસ્તાસ્પ વચ્ચે આવી રીતની વાતચીત થતાં દરબારના બીજા ઓલમા લોકોએ સાંભલી ત્યારે તેઓએ વીચાર કર્યો કે અશો જરથુસ્ત્રને દુર કરવાનો એકલો ઇલાજ કોઇ પણ રીતે તેને મારી નાખવાના ઉપાય શોધવાનો છે, અને તેથી તેઓ તે માટે તદબીર કરવા લાગ્યા.

શિક્ષણ:—ખરા એલમદાર અને પહરેઝગાર માણસો હંમેશાં ટુંક બુધ્ધીવાલા ઇનસાનો ઉપર જય મેલવે છે, માટે આપણે પુરતો એલમ હાંસલ કરવો જોઇએ, અને અશોઇ પાલવી જોઇએ.

---

## પાઠ ૨૯ મો.

### અશો જરથુશ્ત્ર ઉપર જાદુગર હોવાનું તોહમત.

આપણે ઉપલા પાઠમાં જોઇ ગયાં કે પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાંના ઓલમાઓએ જરથુસ્ત્ર સાહેબને દુર કરવાની તદબીરો રચવાનો વીચાર કર્યો હતો.

તેઓએ એક મકકર ભરેલી યુકતી શોધી કાઢી. તેઓએ જે ચીજો અશો જરથુત્રના જાનને હલાકી લગાડે એટલે તેવણની પહરેઝગારીને ખરાબ કરે તેવી ચીજો સાથે તેવણને સંબંધ છે એવું પાદશાહ ગુસ્તાસ્પને દેખાડવાનો વીચાર કર્યો. એક દીવસ જ્યારે જરથુસ્ત્ર સાહેબ પાદશાહ

ગુસ્તાસ્પની દરબારમાં જવા બહાર નીકલ્યા, ત્યારે પોતાના મકાનની કુંચી, પાદશાહ ગુસ્તાસ્પના મહેલના ચોકીદારને આપી. પેલા બદકારોને આ બાબદની ખબર હોવાથી તેઓએ પેલા ચોકીદારને લાલચ આપી અશો જરથુસ્ત્રના મકાનની ચાવી લીધી. તેઓ જરથુસ્ત્રના મકાનમાં દાખલ થયા, અને મુવેલાં આદમીના હાડકાં, કુત્રાં તથા બીલાડીનાં માંથાં, બાલ, અને બીજી નાપાક ચીજો, તેવણના બીછાણાંમાં તકીઆ તથા બીજે ઠેકાણે છુપાવી, દરવાજો પાછો બંધ કરી, ચાવી પેલા લાલચુ ચોકીદારને પાછી આપી, અને તે વાત કોઇને પણ નહિ કહેવાને તેને ફરમાવ્યું.

આ બુરૂં અને કરપીણ કામ કરી પેલા બદમાશો પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં આવ્યા, અને ત્યાં ગુસ્તાસ્પ અને જરથુશ્ત્રને સાહેબ અવસ્તા અને તેના અર્થ વીશે વાતો કરતા જોયા. તેઓ તુરત પાદશાહની હજુરમાં જઇ બોલ્યા "ઓ પાદશાહ! આ અવસ્તા તમામ જાદુઇ ભરેલા છે, અને આંય મરદ જાદુપરસ્ત છે. એને પોતાની જાદુઈ ભરેલી ઝબાનથી તને અજબ કરી નાખ્યો છે. એ આખી રાત જાદુઇ ભરેલા કાંમો કરે છે. તું માઝદયસ્ની છે માટે તારે જાદુઇ ભરેલા ઇનસાન સાથે સંબંધ રાખવો જોઇએ નહિ. હમો તો તારા ભલું ઇચ્છનારા છીએ અને તેથીજ તુને આ માણુસથી ચેતાવ્યે છીયે પછી તો જેવી તારી મરજી."

પાદશાહ ગુસ્તાસ્પ આ સુખનો સાંભલી બહુજ અચરત થયો, અને હુકમ કીધો કે અશો જરથુસ્ત્રના મકાનની તલાસ લઇ ત્યાંથી જે કાંઇ પણ મલે તે લઇ આવવું. અશો જરથુસ્ત્ર સચ્ચાઇ ઉપર હતા અને તેથી તેવણુને કશી ફીકર લાગી નહિ, અને પોતાના મકાનની ચાવી દરવાન પાસે લેવા ફરમાવ્યું. જે માણુસો જરથુશ્ત્ર સાહેબના ઘરની તલાસ લેવા ગયા હતા તેઓએ ત્યાંથી જે મલ્યું તે લઇ આવ્યા, અને તેમાં આદમીનાં હાડકાં, નખ, બીલાડીના અને કુત્રાંનાં માથા વીગેરે નજીસ ચીજો માલમ પડી.

પાદશાહ ગુસ્તાસ્પે આવી નજીસ ચીજો જોઇ, અને તે બહુજ અજબ થયો. તે બહુજ ગુસ્સે થયો અને બોલ્યો "અએ મર્દ! તું જાદુગર, મક્કર-

ખોર, બદકાર છે. આ સઘલી ચીજો જાદુગરોનાં હથીઆર છે. જો તારૂં કામ જાદુઇનું નહિ હોય તો પછી આવી ચીજો રાખવાની તને શું જરૂર છે! આ ઉપરથી માલમ પડે છે કે તું પાક યઝદાંનો પરસ્તાર નથી."

જરથુસ્ત્ર સાહેબ પોતાની ઉપર મુકવામાં આવેલાં તોહમત વિષે નિર્દોષ હતા, અને તેથી તેવણ જરાપણ હીમત નહિ હારતાં ધીરજથી બોલ્યા "ઓ પાદશાહ, આ કામ મારૂં નથી, આ નજીસ ચીજો હું લાવ્યો નથી કે બીજા કોઇ પાસે મંગાવી નથી, એ ચીજો સાથે મને કશો સંબંધ નથી. આ કામ મારા દુશ્મનોનું છે, જેઓએ આ ચીજો મારાં મકાનમાં લાવી નાંખી છે. તું ચોકીદારને બોલાવ અને પુછી જો કે મારી ગેરહાજરીમાં મારાં મકાનમાં કોણ દાખલ થયું હતું." પાદશાહ ગુસ્તાસ્પે તુરત ચોકીદારને બોલાવી મંગાવ્યો, અને પુછયું. પેલા ચોકીદારે જવાબ આપ્યો "ઓ જેહાનપનાહ! જરથુસ્ત્ર સાહેબ ઘર મધેથી બહાર નીકળ્યા પછી તેના ઘરમાં કોઇપણ દાખલ થવા પામ્યું નથી." આ શબ્દો સાંભળી પાદશાહ ગુસ્તાસ્પ એકદમ ગુસ્સે થઇ બોલ્યો "અએ મર્દ! તને મારી નાખવો જોઇએ છે. આએ નજીસ ચીજો તારી પોતાની છે, કોઇએ પણ તારા ઘરમાં મુકી નથી." એટલું કહી જરથુસ્ત્ર સાહેબને કેદ કરવાનો હુકમ આપ્યો.

આપણા પ્યારા પેગામબર સાહેબને આ પ્રમાણે પોતાની દીન ફેલાવવાનું કામ કરતાં કેદખાને જવાનો પ્રસંગ પણ આવ્યો, પણ તેનાથી તેવણ જરાપણ ડર્યા નહિ, અને ધીરજથી મકકમપણે પોતાને થએલી સજા ભોગવવાને ગયા. કેદખાનામાં તેવણને જે ખોરાક પુગાડવામાં આવતો તેને તેવણ જરાપણ હાથ લગાડતા નહિ, પણ રાત અને દીવસ દાદાર અહુરમઝદની બંદગી કરવામાં ગાળતા.

શિક્ષણ:—ભલાં કામો કરતાં આપણી ઉપર મુશ્કેલી આવી પડે, ત્યારે ધીરજ રાખવી, અને ખુદાની બંદગી કરવી.

# પાઠ ૩૦ મો.

## પાદશાહ ગુસ્તાસ્પના "અસ્પે સીહા" (કાળો ઘોડો) ની હકીકત અને ગુસ્તાસ્પનું જરથોશ્તી દીન કબુલવું.

પાઠ ૨૯ મા માં આપણે શીખી ગયાં કે જરથુસ્ત્ર સાહેબ બુરા કરતુકી આદમીઓના પ્રપંચથી કેદખાને જઇ પડયા હતા, અને ત્યાં આખો વખત દાદાર અહુરમઝદની બંદગી કરવામાં ગાળતા હતા. આ પ્રમાણે કેટલાક દીવસો નીકળી ગયા. પાદશાહ ગુસ્તાસ્પની પાસે એક ઘણોજ ઝડપી ચાલનો કાળા રંગનો ઘોડો હતો, જેને "અસ્પે સીહા" ના નામથી ઓળખવામાં આવતો હતો. આ ઘોડો પાદશાહને ઘણોજ વ્હાલો હતો, અને પાદશાહ લડાઇના મેદાનમાં જતી વખતે હંમેશ તેની ઉપર સ્વારી કરતો હતો, અને હંમેશ ફતેહ મેળવતો હતો. એક દીવસ બામદાદનાં વખતે જ્યારે તે ઘોડા માટે રાખેલો ખાસ નોકર તેની બરદાસ્ત કરવા ગયો ત્યારે તેણે અસ્પે સીહાને જમીન ઉપર પડેલો જોયો. સારા ઘોડાઓ કોઇપણ દીવસ જમીન ઉપર બેસતા નથી, પણ ઠાક લાગતાં માત્ર જરા આમ તેમ આળોતી પાછા ઉઠી જાય છે. જ્યારે પેલા નોકરે અસ્પે સીહાને જમીન ઉપર પટકાઇ પડેલો જોયો ત્યારે તેને માલમ પડયું કે ઘોડાના ચારે પગો બહુજ ટુંકા થઇ ગએલા હતા, અને જાણે પેટમાં ખેચાઇ ગયા હોય તેમ માલમ પડયું. પેલા નોકરે પોકાર કર્યો અને બીજા નોકરોને ભેગા કર્યા. પાદશાહ ગુસ્તાસ્પને આ બાબદની ખબર થતાં તે ઘણોજ દલગીર થયો. તેણે તુરતજ ઘોડાઓની દવા કરનારા તબીબોને હુકમ કર્યો કે અસ્પે સીહાને તુરત સાજો કરે અને તેના પગ મજબુત કરે. સઘળા તબીબોએ પોતાથી બનતા સઘળા ઉપાયો અજમાવ્યા પણ ઘોડાના પગો કેમે કરી સાજા થયા નહિ. મહેલના તથા શહેરના લોકો પેલા ઘોડાને જોવા ગયા અને આખો દીવસ નીકળી ગયો. દરરોજ અશો જરથુસ્ત્રને ખાણું પુગાડવા જે માણસ જતો હતો તે તે દીવસે ઘણોજ મોડેથી સાંજે જરથુસ્ત્ર સાહેબ આગલ તેવણનું

આણું લઇને ગયો. અશો જરથુસ્ત્રે પેલા શખસને મોડું થવાનું કારણ પુછતાં, તેણે અસ્પે સીહાની વાત કહી.

જરથુસ્ત્ર સાહેબ આ વાત સાંભલી બોલ્યા "અએ મર્દ તું કાલે સહવારે બામદાદના વખતે પાદશાહ પાસે જજે, અને કહેજે કે જરથુસ્ત્ર તારા ઘોડાને સાજો કરવાને અરજ કરે છે, જેથી તારી દલગીરી જતી રહે." જરથુસ્ત્ર સાહેબના કહેવા મુજબ બીજે દીવસે સહવારે પેલો નોકર પાદશાહ પાસે ગયો અને અશો જરથુસ્ત્રે કહેલી વાત તેને જણાવી. પાદશાહ ગુસ્તાસ્પે તેજ ઘડીએ જરથુસ્ત્ર સાહેબને ત્યાં લાવવાનો હુકમ કર્યો. તેવણના કેદખાનામાંથી બહાર કાઢતાંજ તેવણે નાહી પોતાનું શરીર પાક કર્યું, અને ખુદાની બંદગી કરી, પછી પાદશાહ પાસે હાજર થયા, અને પાદશાહ ગુસ્તાસ્પ ઉપર ભલી દુવાઓ કરી, તેવણનો ખુબસુરત અને ખુરેહથી ભરેલો ચહેરો જોઇ પાદશાહ અજબ થયો, અને વીચાર કરવા લાગ્યો કે આ મર્દને મેં બંદીખાને મોકલ્યો છતાં તે આવો મજબુત, ખુબસુરત અને ખુરેહથી ભરેલો કેમ રહ્યો હશે? અને તેને મેં દુઃખ આપેલુ હોવા છતાં તે માહરી ઉપર દુવાઓ કેમ ગુજારતો હશે? પછી અશો જરથુસ્ત્રને કહ્યું "અએ મર્દ તુંએ માહરી નજદીક પેગામબરીનો દાવો કર્યો, પણ તું તે પુરવાર કરી શકયો નહિ, પણ હવે તું મને તારી દાનાઇ અને પેગામબરીનો પુરાવો આપ અને માહરા ઘોડાને સાજો કર." જરથુસ્ત્ર સાહેબે હીમત પકડી અને બોલ્યા, "ઓ પાદશાહ આ કામ નજીવું નથી, છતાં જો તું માહરા કહેવા મુજબની ચાર કબુલાતો કરે, તો હું તારા ઘોડાના ચારે પગો સાજા કરીશ." પાદશાહ ગુસ્તાસ્પે અશો જરથુસ્ત્રને પોતાની ચાર કબુલાતો શું છે તે જણાવવા કહ્યું, ત્યારે તેવણે નીચે મુજબ કહ્યું.

**કબુલાત પહેલી:**—"ઓ પાદશાહ, જો તું ખરાં જીગરથી કબુલે કે હું પાક દાદાર અહુરમઝદનો મોકલેલો સાચ્ચો પેગામબર છું, અને હું ફરમાવું તેવી રીતે તું વરતશે તો અસ્પે સીહાનો પહેલો પગ હું બહાર કહાડીશ."

પાદશાહ ગુસ્તાસ્પે આ કબુલાત તુરત કબુલ રાખી, અને જરથુસ્ત્ર સાહેબે અહુરમઝદને યાદ કરી પોતાનો પહરેઝગાર હાથ ઘોડાના એક પગ ઉપર ફેરવતાં તુરતજ તે પગ આગલની માફક મજબુત થઈ ગયો. આ બનાવ બન્યો ત્યારે ત્યાં ઘણાક દરબારીઓ અને લશ્કરી અમલદારો હાજર હતા. જ્યારે તેઓએ આ બનાવ જોયો કે તુરત તેઓ ઘણાજ ખુશ થયા અને અશો જરથુસ્ત્ર ઉપર આફ્રીન કરવા લાગ્યા. પાદશાહ ગુસ્તાસ્પ અને બીજાઓ જરથુસ્ત્રની પેગામબરી ઉપર યકીન લાવ્યા.

**કબુલાત બીજી:**—પાદશાહ ગુસ્તાસ્પ અશો જરથુસ્તની મીનોઇ શકતી જોઇ અજબ થયો અને તેની બીજી શરત જાહેર કરવાને જણાવ્યું. અશો જરથુસ્ત્રે કહ્યું "અએ નામવર પાદશાહ તારા બહાદુર બેટા પહેલવાન અસપંદયારને બોલાવ, અને તેને ફરમાવ કે તારી પાદશાહી હેઠળ તે જરથોસ્તી ધર્મનો ફેલાવો કરવા, તથા ભલી દીનના હુકમ મુજબ ચાલવા, અને અહુરમઝદની રાહથી ઉલતી રીતે ચાલનારાઓને હરાવવા મારી સાથ કબુલાત કરે."

પાદશાહ ગુસ્તાસ્પના હુકમથી પહેલવાન અસ્પંદયાર તુરત ત્યાં હાજર થયો અને તેણે જરથુસ્ત્રના સાહેબના હાથમાં હાથ આપી પોતે વચન આપ્યો કે તે પોતાના હાથ, તલવાર અને ઝબાનથી, જરથોસ્તી દીનને મદદ કરશે, અને અહુરમઝદની ભલી રાહથી ઉલતા ચાલનારને શીક્ષા કરશે. પહેલવાન અસ્પંદયારે આ પ્રમાણે કબુલાત કરતાં જરથુસ્ત્ર સાહેબે પાક યઝદાંનું નામ લઇ પોતાનો પહરેઝગાર હાથ અસ્પે સીહાના બીજા પગ ઉપર ફેરવ્યો, અને તુરત અહુરમઝદના હુકમથી તે પગ મજબુત થઇ ગયો.

**કબુલાત ત્રીજી:**—અસ્પે સીહાના બે પગો સાજા કર્યા પછી અશો જરથુસ્ત્રે કહ્યું "ઓ પાદશાહ! તારા માણસોમાંથી એકને મારી સાથે રાણી કતાયુનના મહેલમાં મોકલ, હું ત્યાં જઇ તે નેક બાનુને અહુરમઝદની દીન કબુલવા સમજાવીશ."

ગુસ્તાસ્પે તુરત એક માણુસને અશો જરથુસ્ત્ર સાથે કતાયુનના મહેલમાં મોકલાવ્યો. જરથુસ્ત્ર સાહેબ કતાયુનની નજદીક જઇ બોલ્યા "ઓ નેક બાનુ, અશો અહુરમઝદે તને બુલંદ નસીબ આપ્યું છે તેથી તું પાદશાહ ગુસ્તાસ્પ જેવો ભલો ખાવીંદ અને અસ્પંદ્યાર જેવો બહાદુર બેટો મેલવી શકી છે. તું આ દુન્યાનું સઘલું સુખ ભોગવે છે, પણ જો આવતી દુન્યાનું સુખ ભોગવવા માગતી હોય તો તું તારા ભલા ભરથાર અને બેટાની માફક અહુરમઝદની ભલી દીન જે હું લાવ્યો છું તે કબુલ કર." બાનુ કતાયુને કહ્યું "અએ જરથુસ્ત્ર! તારી ઘણી તારીફ મેં સાંભલી છે, હું તારી ઉપર અને તારી ભલી દીન ઉપર વિશ્વાસ લાવું છું અને તે કબુલ કરૂં છું, અને તે ભલી દીનમાં ફરમાવેલા કાયદા મુજબ ચાલવા વચન આપું છું." અશો જરથુસ્ત્ર આ શબ્દો સાંભલી ખુશ થઇ અસ્પે સીહા નજદીક ગયા અને પાક દાદારનું નામ ઝબાન ઉપર લઇ પોતાનો પવીત્ર હાથ તેના ત્રીજા પગ ઉપર ફેરવતાંજ તે આગલ માફક મજબુત થઇ ગયો.

**કબુલાત ચોથી:**—આ પ્રમાણે અસ્પે સીહાના ત્રણ પગો સાજા કર્યા પછી જરથુસ્ત્ર સાહેબે પોતાની ચોથી સરત ગુસ્તાસ્પ પાસે નીચે મુજબ રજુ કરી. "અએ ખુશનસીબ પાદશાહ! માહરાં મકાન ઉપર ચોકી રાખનાર પેલા દરબાનને બોલાવ અને પુછ કે માહરાં મકાનમાં કોણ ગયું હતું, અને ત્યાં નજીસ ચીજો કોણે મૂકી હતી. જો તે સાચ્ચું કહેશે તો અસ્પે સીહાનો ચોઠો પગ તંદરોસ્ત થશે," પાદશાહ ગુસ્તાસ્પે હુકમ કરતાં તુરત તે દરબાન હાજર થયો, તેને ગુસ્તાસ્પે કહ્યું "અએ મર્દ! તું મને સાચ્ચું કહેજે કે આ અશો મર્દના મકાનમાં તેની ગેરહાજરીમાં કોણ ગયું હતું, અને ત્યાં પેલી નજીસ ચીજો કોણે મૂકી હતી. જો તું સાચ્ચું બોલશે તો તારો ગુનાહ માફ કરીશ, પણ જો જુઠું બોલશે તો તને કતલ કરીશ." આ શબ્દો સાંભલી પેલો દરબાન ઘણોજ ગભરાયો અને કહ્યું "ઓ પાદશાહ, તારી દરબારના ઓલમાઓ કે જેઓ તારા ઘણાજ માનીતા છે

તેઓ જરથુસ્ત્રના મકાનમાં ગયા હતા અને નજીસ ચીજો ત્યાં મૂકી હતી, તેઓએ મને ધમકી આપી હતી એટલે હું તે કહી શકયો નહિ, પણ હવે જ્યારે તારો હુકમ છે તો આ સાચ્ચી વાત તને કહું છું." પાદશાહ ગુસ્તાસ્પે આ વાત સાંભલી કે તેણે પેલા દરબાનને મારી આપી અને પેલા બોલમાઓને સખત સજા કરી. જરથુસ્ત્ર સાહેબે ત્યાર પછી તે કીરતારનું પાક નામ ઝબાન ઉપર લઇ અસ્પે સીહાના ચોઠા પગ ઉપર પોતાનો પવીત્ર હાથ ફેરવતાંજ તે ઘોડો ખંખાર મારી પોતાના ચારે પગો ઉપર ઉભો થયો. આ જોઇ પાદશાહ ગુસ્તાસ્પ બેહદ ખુશ થયો, અને જરથુસ્ત્ર સાહેબને માન ઇઝઝત આપી પોતાની દરબારમાં પોતાનાં તખત પાસે સોનેરી બેઠક ઉપર બેસાડયા, અને તેવણ પાસે પોતે કરેલા ગેરઇનસાફ માટે મારી માગી, જે તે અશો સાહેબે બક્ષી.

શિક્ષણ:—સાચને આંચ હોતી નથી. જુઠું કદી ટકતું નથી. સચ્ચાઇ હંમેશગી સુધી રહે છે. પાપનો ઘડો ભરાતાં ફુતે છે, અને પાપીઓ સજા ભોગવે છે. જરથુસ્ત્ર સાહેબ પોતાની સચ્ચાઇ અને અશોઇને લીધે મીનોઇ શકતી ધરાવતા હતા. તેવણ પોતાના ખોરેહના બળથી દરદો સાજા કરવાની શકતી ધરાવતા હતા.

---

## પાઠ ૩૧ મો.

## પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં ફીરેસ્તાઓનું આવવું.

---

અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબે અસ્પે સીહાને સાજો કરવાને બીજે દીવસે સહવારના પહોરમાં જ્યારે પાદશાહ ગુસ્તાસ્પ પોતાની દરબારમાં બીરાજેલો હતો અને દરબાર ભરાયલી હતી, ત્યારે દરબારનો દરબાન એકાએક દરબારમાં દોડી આવી પુકારી ઉઠયો "ઓ પાદશાહ દરવાજા આગલ ચાર સવારો સઘલાં હથીઆરો અને બખતર સાથે, ઘણાજ કદાવર અને ખુબસુરત એકાએક આવીને ઉભા છે." પાદશાહ ગુસ્તાસ્પે અશો

જરથુસ્ત્રને પૂછયું કે તેઓ કોણ હશે. એટલામાં પેલા ચાર સવારો ઘણાજ સુંદર પોશાક અને ચળકતાં હથીઆરો અને બખતરો સાથે પાદશાહ નજદીક આવી ઉભા. આ ચાર સવારોમાં પહેલો બહમન અમેશાસ્પંદ, બીજો અર્દીબહેશત અમેશાસ્પંદ, ત્રીજો આદર ખુરદાદ અને ચોઠો આદર ગુશઅસ્પ હતા, અને તેઓ માણસનું શરીર ધારણ કરી દાદાર અહુરમઝદના હોકમથી આવ્યા હતા. તેઓએ કહ્યું "હમો ચાર જણા પાક યઝદાં પાસેથી આવ્યા છીએ. તે સાહેબે હુકમ ફરમાવ્યો છે કે તારે જરથુસ્ત્ર સાહેબના હુકમ પ્રમાણે ચાલવું, અને તેને કોઇપણ જાતની હેરાની આપવી નહી." તે ફરેસ્તાઓનો દેખાવ જોઇ અને બોલવું સાભલી પાદશાહ ગુસ્તાસ્પ એકદમ બેહોશ થઇ ગયો, પછી હોશમાં આવી બોલ્યો "ઓ પાક પરવરદેગાર! હું તારા બંદાઓમાં ઘણો કમતરીન બંદો છું, અને તારાં ફરમાનથી ઉલટો ચાલીશ નહિ." આટલું બોલતાંજ પેલા સવારો તુરત પાછા ઘાયબ થઇ ગયા. આ બનાવ જોઇ આખી દરબાર અચરત થઇ. પાદશાહ ગુસ્તાસ્પ પોતાનાં તખત ઉપરથી નીચે ઉતરી અશો જરથુસ્ત્ર પાસે ગયો અને કહ્યું "ઓ અશો સ્પીતમાન જરથુસ્ત્ર! મેં મારા જાન અને માલને તારાં ફરમાન હેઠલ મૂકેલાં છે, અને તારાં ફરમાનને પાક દાદારનાં ફરમાન મુજબ ગણીશ" જરથુસ્ત્ર સાહેબે તુરત પાદશાહ ગુસ્તાસ્પને ભલી દુવાઓ દીધી.

**શિક્ષણ:**--ભલી રાહ ઉપર ચાલનારને દાદાર અહુરમઝદ સદા મદદ કરે છે.

---

## પાઠ ૩૨ મો.

## જરથુશ્ત્ર સાહેબે પાદશાહ ગુસ્તાસ્પ, શાહઝાદાઓ પેશોતન અને અસ્પંદયાર અને જામાસ્પ વજીરને બક્ષેલી શકતી.

---

પેગમ્મબર સાહેબ અશો સ્પીતમાન જરથુસ્ત્રે પોતાની મીનોઇ શકતીથી પાદશાહ ગુસ્તાસ્પ, શાહઝાદાઓ પેશોતન, અને અસ્પંદયાર તથા વજીર

જામાસ્પને જે મીનોઇ શક્તીઓ બક્ષી હતી તે વીશે આપણે હવે શીખીશું.

એક દીવસે બામદાદનાં વખતે અશો જરથુસ્ત્રે એક બાજ ઘણીજ પહરેઝગારીથી ઇંજી અને તેમાં દરૂનની સાથે દરાખનો રસ, ફુલ, દુધ અને દાડમ મૂકયું. પોતે પાક દાદારની બંદગી કરી પેલી બાજ ઇંજીયા પછી પેલો રસ પાદશાહ ગુસ્તાસ્પને પીવા કહ્યું, ગુસ્તાસ્પે તે પ્રમાણે કરતાંજ તે ઉંઘમાં પડયો, અને ત્રણ દીવસો સુધી જાગૃત થયો નહિ. આ ત્રણ દીવસોમાં તે પાદશાહનું રૂહ મીનોઇની દુન્યામાં ફરી ગેતીની દુન્યાની જીંદગી પછી તેનું મકાન કયાં થનાર હતું તે જોયું, અને પછી પાદશાહ ગુસ્તાસ્પ પાછો ઉંઘમાંથી બેદાર થયો. પેલી ઇંજેલી બાજમાં જે દુધ હતું તે જરથુસ્ત્ર સાહેબે શાહઝાદા પેશોતનને પાયું અને તેથી તે ઘણીજ લાંબી જીંદગીનો થયો. બાજમાં જે ફુલ હતું તે વજીર જામાસ્પને સુંઘાડયું જેથી તે દાનાવ થયો અને ભવીશમાં બનનાર સઘળા બનાવોથી તે જાણીતો થયો. આ જામાસ્પ વજીરે જે આગાહીઓ કરી હતી, તે જામાસ્પી નામની ચોપડીમાં માલમ પડે છે. પેલી બાજમાંનું દાડમ જરથુસ્ત્ર સાહેબે પહેલવાન શાહઝાદા અસ્પંદયારને ખવાડયું જેથી તેનું શરીર કાંસાં જેવું મજબુત થયું અને તેને કોઇ પણ હથીઆર ઇજા કરી શકતું નહિ. આ બનાવો બન્યા પછી અને પાદશાહ ગુસ્તાસ્પ પોતાની ઉંઘમાંથી બેદાર થતાંજ તેણે દાદાર અહુરમઝદની બંદગી કીધી. જરથુસ્ત્ર સાહેબના હુકમથી તેણે આતશ કદેહો બંધાવ્યાં અને તેમાં અહુરમઝદની નીશાન તરીકે કેબલો કરવા માટે બુલંદ આતશ રોશન કરાવી ઘણાંજ માન મરતબાથી તખ્તનશીન કરાવ્યા. આ આતશ કદેહોને નીભાવવા માટેના ખરચ માટે મોટી જાગીરો આપી. ત્યાર પછી પાદશાહ ગુસ્તાસ્પે જરથુસ્ત્ર સાહેબ પાસે પાક અવસ્તા વાણી રજુ કરાવી તેનો અર્થ જાણ્યો અને તેણે પોતે તથા તેના કુટુંબે માઝદયસ્ની જરથોસ્તી દીન કબુલ કરી અવસ્તા ભણી તે મુજબ ચાલવા લાગ્યા.

આ પ્રમાણે જરથુસ્ત્ર સાહેબનાં દીલની મુરાદ વરસો સુધીની સખત

જહેમત, નાસીપાસીઓ, અને દુખો ખમવા પછી દાદાર અહુરમઝદ ઉપરના વિસ્વાસ અને પોતાની અશોઇને લીધે પાર પડી.

**શિક્ષણ:**—અવસ્તા–"અએવો પંથાઓ યો અશહે, વીસ્પ અન્ય-એશામ અપંથાંમ."=ગુજરાતી: (અહુરમઝદને પુગવાનો) રાહ માત્ર એકજ છે (અને) તે અશોઇનો છે, બીજા બધા રસ્તાઓ (ઇલાજો) ખોટા છે."

---

## પાઠ ૩૩ મો.

## અશો જરથુશ્ત્ર અને હિંદી ફીલસુફ ચંગ્રઘાચ.

---

જરથુસ્ત્રની દીન પાદશાહ ગુસ્તાસ્પે અને તેના કુટુંબે કેમ કબુલ કરી તે આપણે ઉપર શીખી ગયાં. હવે ઇતીહાસ લખનારાઓ કહે છે કે જરથોસ્તી દીન માત્ર ઇરાનમાંજ ફેલાઇને રહી નહિ હતી. તે દીન દુર દરાજના મુલકો અને તેમાં મુખ્ય કરી હાલની આપણી થઇ પડેલી માત્રભુમી હિંદુસ્થાનમાં પણ ફેલાઇ હતી. કહે છે કે જરથુસ્ત્રની દીનની તારીફ અને તેના ફેલાવા વીશેની ખબર જ્યારે હિંદુસ્થાનમાં આવી ત્યારે હિંદુસ્થાનના હિંદી ફીલસુફો ઘણાજ અચરત થયા. આ હિંદી ફીલસુફોમાં ચંગ્રઘાચ નામનો એક ઘણોજ કાબેલ મર્દ હતો. આ ચંગ્રઘાચે ઇરાન જઇ જરથુસ્ત્રની મુલાકાત કરી તેની સાથે દીન બાબે વાદવીવાદ કરવાનો વીચાર કર્યો. આ વીચારથી તે પોતાના રસાલા સાથે ઇરાન આવ્યો. જરથુસ્ત્રની મુલાકાત અને વાદવીવાદ કરવા ગુસ્તાસ્પની દરબારમાં તે આવ્યો. ચંગ્રઘાચ પોતાની સાથે ઘણાક બીકત સવાલોની હારમાલા લઇને આવ્યો હતો, અને જોવા માગતો હતો કે જરથુસ્ત્ર પોતાની કાબેલ્યતથી તેના જવાબો આપી શકે છે કે નહિ. આપણે શીખી ગયાં છીએ કે જરથુસ્ત્ર સાહેબ એવી મીનોઇ શકતી ધરાવતા હતા કે તેવણ બીજાઓના મનના વીચારો તેઓ જાહેર કરે તે અગાઉ

જાણી જતા હતા. આ શકતીની મદદથી, તેવણે ચંદ્રઘાચના મુખથી કાંઇપણ સાંભલવા અગાઉ, તેના સવાલો તેના જવાબો સહીત જાહેર કરી દીધા. ચંદ્રઘાચ આ બનાવોથી અજબ થઇ ગયો, અને પોતાની હાર કબુલી તેણે જરથુશ્ત્રને પોતાનો ગુરૂ તરીકે કબુલ રાખ્યો, અને અવસ્તાવાણી જરથુશ્ત્ર પાસે શીખી લઇ, તે હિંદુસ્થાન પાછો ફર્યો. હિંદુસ્થાનમાં આવ્યા પછી તેણે જરથોસ્તી ધર્મ ફેલાવ્યો અને એંસી હજાર જેટલા હિંદીઓને જરથોસ્તી ધર્મમાં દાખલ કર્યા.

શિક્ષણ:—જરથુસ્ત્રની દીનના કાનુનો એટલા બધા બુલંદ છે કે શું અસલના જમાનાના કે હાલના જમાનાના મહાન ફીલસુફો તેની બુલંદી ખુલ્લાં દીલે કબુલ કરે છે. આપણી ફરજ છે કે આપણી બુલંદ દીનના કાનુનો જાણી તે મુજબ અમલ કરવો.

---

## પાઠ ૩૪ મો.

## પાદશાહ ગુસ્તાસ્પે જરથોસ્તી દીનની તરફેણમાં તુરાણી પાદશાહ અરજાસ્પ સાથે કરેલી લડાઇ.

---

પાદશાહ ગુસ્તાસ્પે જરથોસ્તી દીન કબુલ કરવા પછી એ ભલી દીન ઘણીજ ઝડપે ઇરાન દેશમાં ફેલાવા લાગી. આ બાબદની ખબર તુરાન દેશનાં પાદશાહ અરજાસ્પને પડતાંજ તેણે ગુસ્તાસ્પને એ દીન કબુલ નહિ કરવાને પેગામ મોકલ્યો. ગુસ્તાસ્પે તે પેગામનો તુચ્છકાર કરવા સાથે અરજાસ્પ ઉપર કહેવાડયું કે ભલી માઝદયસ્ની જરથોસ્તી દીનના બચાવ અને તેના ફેલાવા માટે જરૂર પડતાં તે લડાઇમાં ઉતરવા પણ તૈયાર હતો. અરજાસ્પને આ જવાબ મલતાં તેણે ત્રણ લાખ તુરાની સેપાહોનું એક લશ્કર ભેગું કર્યું અને તે લશ્કરમાં પોતે લડવા

ઉતર્યો. આ લશ્કરમાં પોતા ઉપરાંત તેણે પોતાના દીકરા અને ભાઇઓને લશ્કરના જુદા જુદા ભાગોની સરદારી સોંપી, અને નીચે આપેલા નકશા પ્રમાણે તે લશ્કરને ગોઠવ્યું.





લશ્કરનો આગલો ભાગ અરજાસ્પના દીકરાની સરદારી હેઠલ.

X લશ્કરનો વડો સીપેહ સાલાર ગુંગસાર.



લશ્કરની દાબી પાંખ ઝુંડા સાથે બીદ્રીફ્સ પહેલવાનની સરદારી હેઠલ.

લશ્કરનો મુખ્ય ભાગ અરજાસ્પની સરદારી હેઠલ.



અરજાસ્પના બીજા ભાઇ કુહરમની સરદારી હેઠલનું લશ્કર.



અરજાસ્પના ભાઇ અંદરીમાનની સરદારી હેઠલનું લશ્કર.



લશ્કરનો પાછલો ભાભ હુશદીવ પહેલવાનની સરદારી હેઠલ.

આ પ્રમાણે લશકર ગોઠવી અરજાસ્પે જીહુન નદી તરફ ચાલુ મુકયું, અને પોતે લડાઇ જાહેર કરી છે એમ પાદશાહ ગુસ્તાસ્પ ઉપર કહેવાડયું.

પાદશાહ ગુસ્તાસ્પ લડાઇ માટે તુરત તૈયાર થયો અને ઇરાનીઓનું એક મોટું લશકર તૈયાર કરી અરજાસ્પ સામે મોકલ્યું, અને

પોતે પણ સાથે મેદાનમાં પડયો. ઈરાની જરથોસ્તી લશકર નીચે મુજબના નકશા પ્રમાણે ગોઠવાયું હતું.



| લશ્કરની ડાબી પાંખ. | લશ્કરની જમની પાંખ. |
|---|---|
| ગુસ્તાસ્પના દીકરા શેદસ્પની સરદારી હેઠલનું લશ્કર. આ લશ્કર સાથે, પોતાના બીજા દીકરા અર્દશીર અને જામાસ્પ વજીરના બેટા ગેરામીને મોકલ્યા. | રૂઇનતન અસફંદયાર (ગુસ્તાસ્પનો બેટા) ની સરદારી હેઠલનું લશ્કર. |

લશ્કરનો વચલો ભાગ કાવેયાની ઝુંડા સાથે.

પાદશાહ ગુસ્તાસ્પના ભાઈ ઝરીરની સરદારી હેઠલ.

લશ્કરનો પાછલો ભાગ.

ગુસ્તાસ્પના ભત્રીજા એટલે ઝરીરના દીકરા નશ્તુરની સરદારી હેઠલ.

આ પ્રમાણે ગોઠવાયલાં બન્ને લશકરો જીહુન (ઑકસસ) નામની નદીને કીનારે મલ્યાં અને ત્યાં એક મોટી લડાઇ થઇ. આ લડાઇમાં બન્ને તરફના હઝારો સીપાહો તેમજ ગુસ્તાસ્પ પાદશાહના ચાર જવાન બેટાઓ અર્દશીર, શેદસ્પ, હોરમઝદ, અને નોઝર પણ માર્યા ગયા. ગુસ્તાસ્પના ભાઇ ઝરીરે આવી ખુહારી જોઇ ખુબ જંગ ઉપર આવી તુરાની લશકરમાં ભારે ખુહારી કરી, પાદશાહ અરજાસ્પે ઝરીરને હાથે

પોતાના લશકરની ભારે ખુહારી થતાં જોઇ, પોતાનાં લશકરને ઉશ્કેરી મુકવા કહ્યું કે "તમારામાંનો જે કોઇ મર્દ ઝરીરને જીવતો યા મુવેલો માહરી આગળ લઇ આવે તેને હું પુષ્કલ ખજાનો આપીશ અને મારી દીકરી સાથે પરણાવીશ." આ ઇનામની લાલચથી "બિદ્રફ્શ" નામનો પહેલવાન ઝરીર સામે લડવા ઉતર્યો. બીદ્રફ્શ ઝરીર સામે તકી શકયો નહિ તેથી તેણે હીચકારી રીતે ઝરીર ઉપર પાછલથી હુમલો કરી તેને મારી નાખ્યો. ઝરીર જેવા એક જંગી પહેલવાન અને પોતાના ભાઇને મરણ પામેલો જાણી પાદશાહ ગુસ્તાસ્પને ઘણોજ રંજ થયો, અને તેનો બદલો લેવા પોતે લડાઇમાં ઉતર્યો. પોતાના બાપને લડાઇમાં ઉતરેલો જોઇ રૂઇનતન અસ્પંદયાર પોતે પોતાના બાપ પાસે જઇ તેને મેદાન-માંથી પાછો ફેરવ્યો અને પોતે તેમજ ઝરીરનો દીકરો નુસ્તર એકદમ લડાઇમાં ધસી જઇ તુરાની લશકરની ઘણીજ ભારે ખુહારી કરી. બીદ્રફ્શ અને નુસ્તર વચ્ચે ભારે લડાઇ થતી હતી તેવામાં અસ્પંદયારે આવી નુસ્તરને બાજુ કરી બીદ્રફ્શ સાથે લડવા માડયું અને લડતાં લડતાં પોતાની ભારે તલવારના એક ફટકાથી બીદ્રફ્શનાં શરીરનાં બે ટુકડા કરી નાખ્યા. બીદ્રફ્શના માર્યા જવાથી તુરાની લશકર નાસભાગ કરવા લાગ્યું અને છેવટે ઘણીજ મોટી ખુહારી સાથે હારી ગયું. અરજાસ્પને મારી નાખવા અસ્પંદયાર તથા નુસ્તરે આખું મેદાન શોઢયું પણ તે પોતાની હાર થએલી જોઇ મેદાનમાંથી છુપી રીતે નાસી ગયો હતો. આ ભારે લડાઇથી એક લાખ તુરાનીઓ માર્યા ગયા જ્યારે જરથોસ્તીઓની ખુહારી ત્રીસ હઝાર માણસ જેટલી હતી. આ લડાઇમાં કેદ પકડાયલા તુરાનીઓએ જરથોસ્તી દીન કબુલ કરી. ગુસ્તાસ્પે પોતાને મલેલી જીતની ખુશાળીમાં બલ્ખ શહેરમાં એક બુલંદ આતશ બહેરામ બંધાવ્યું. આ લડાઇ પછી ગુસ્તાસ્પે અસ્ફંદયારને હિંદુસ્થાન તરફ લશકર લઇને મોકલ્યો અને જરથોસ્તી દીન ત્યાં ફેલાવવા હુકમ કર્યો. અસ્ફંદયાર હિદુસ્થાનમાં જરથોસ્તી દીનનો ફેલાવો કરી પાછો ફર્યો ત્યારે ગુસ્તાસ્પના એક સગાએ કે જેને અસ્ફંદયારની સાંમે અદેખાઇ હતી, તેણે

ગુસ્તારપને જુઠું સમજાવ્યું કે તારો દીકરો પોતાને મલેલી જીતથી ઘણોજ ફુલાઇ ગયો છે, અને તારી સાથે લડાઇ કરી તને કેદમાં નાખવાનો વીચાર કરે છે. અસ્પંદયારનો ખુલાસો સાંભલ્યા વગર ગુસ્તારપે તેને કેદમાં નાખ્યો. આ પ્રમાણે બહાદુર અસ્પંદયાર વગર કારણે કેદમાં પડયો.

અસ્પંદયાર એક સાચ્ચા વફાદાર બેટાની માફક પોતાના બાપના હુકમને તાબે થઇ ગમગીન જીવે પોતાને થએલી શિક્ષા ખમવા ગયો.

**શિક્ષણ:**—પોતાના પ્યારા મહઝબને ખાતર જેમ હઝારો જરથોસ્તી જવાનોએ પોતાના જાનો આપ્યા હતા, તેમજ આપણે પણ આપણા મહઝબને વફાદાર રહેવું, પછી ભલે તેમ કરતાં આપણો જીવબી જાય. જેમ અસ્પંદયાર પોતે ઘણોજ જોરાવર હોવા છતાં એક તાબેદાર અને વફાદાર બેટાની માફક પોતાના બાપના હુકમને તાબે થયો હતો તેમજ આપણે પણ આપણાં મા બાપના હુકમો ગમે તેવા સખત હોય છતાં તેને તાબે થવું.

---

## પાઠ ૩૫ મો.

## જરથોસ્તી ધર્મ સામે બીજી લડાઇ અને પેગામબર સાહેબનું મરણ.

---

જરથોસ્તી ધર્મ માટે દીન દુશમન અરજાસ્પ સાંમે લડાઇમાં જીત મેલવ્યા પછી, અને પોતાના દીકરા અસ્પંદયારને કેદમાં નાખ્યા પછી, ગુસ્તારપ પોતાના રાજની લગામ પોતાના વજીર જામાસ્પને સોંપી પોતે સીસતાન તરફ જરથોસ્તી ધર્મના ફેલાવા માટે ગયો. ત્યાં તેણે પહેલવાનો ઝાલ અને તેના બેટા રૂસ્તમને ભલી દીનના કાનુનો સંભળાવી, અવસ્તા શીખવી તેઓને જરથોસ્તી દીનમાં દાખલ કર્યા. બહાદુર પહેલવાન રૂઇનતન અસ્પંદયારના કેદમાં પડવાની વાત, તથા ગુસ્તારપની બલ્ખ શહેરની ગેરહાજરીની વાત અરજાસ્પને પડતાં તેણે ખાત્રી કરી લઇ, પોતાને મલેલી ટકનો લાભ લેવા તે ફરી એક વાર બલ્ખ શહેર ઉપર ચઢાઇ લઇ ગયો. આ વખતે એકાએક હુમલાથી અને અસ્પંદયાર તથા

ગુસ્તાસ્પની ગેરહાજરીને લીધે જરથોસ્તીઓ ગભરાઇ ગયા. તુરાનીઓએ ભારે ખુહારી વરસાવી પવીત્ર અવસ્તાને આગમાં બાળી નાખ્યા, આતશ બહેરામો તારાજ કર્યાં. ગુસ્તાપની બે બેટીઓ હોમાય, અને બેહ-આફ્રીદ અરજાસ્પને હાથ કેદ પડયાં. સઘલે ખુહારી કરી દીન દુશમન અરજાસ્પ અને તેનું લશકર પેગામબર અશો જરથુસ્ત્રની શોધ કરવા લાગ્યું, જરથુસ્ત્ર સાહેબ તે દીવસે આતશ બહેરામમાં બંદગી કરતા હતા, ત્યાં તુરાનીઓ ધસી ગયા અને તુરબરાતુર નામનાં એક બુરા શખસે આપણા પ્યારા પેગામબર અશો સ્પીતમાન જરથુસ્ત્રને પીઠ પાછલથી જખમ કર્યા, જેથી તેવણે તુરત પોતાનું ખાકી શરીર પોતાનાં રૂહથી જુદું કરી નાખ્યું, પણ તેમ કરવા આગમજ તેવણે પોતાના હાથમાંની તસ્બી પેલા બુરા તુરબરાતુર ઉપર ફેંકી, જેથી તે બુરો શખસ ત્યાંજ મરણ પામ્યો, અને પોતાનાં દોજખી કામનો બદલો મેલવવા દોજખ તરફનો રસ્તો પકડયો. અફસોસ! આવી રીતે પાદશાહ ગુસ્તાસ્પના ઉતાવલ્યાં કાંમને પરીણામે જરથોસ્તી ધર્મને એક ફટકો પડયો. પણ આપણે ખુદાના શુક્ર કરવાના છે કે જરથોસ્તી દીન હજી હૈયાત છે, અને પોતાના પ્યારા પેગામબરને યાદ કરનારા અને તેના ઉત્તમ શિક્ષણો પ્રમાણે ચાલનારા ભલા જરથોસ્તીઓ હજી હૈયાત છે.

શિક્ષણ:—એક ભલો મર્દ અને તેનું ભલું કામ કદાચ ટુંક વખત માટે મુશ્કેલી ખમશે, પણ તે કદી પણ નાશ પામતું નથી. એક ભલા મર્દનાં ભલાં શિક્ષણોની અસર કદી નાશ પામતી નથી.

જરથુસ્ત્ર સાહેબે, આ દુન્યાના લોકોની અરજ ઉપરથી પરવરદેગારના હુકમને માન આપી પોતે જે ખાકી શરીર ધારણ કર્યું હતું, તે ખાકી શરીર છોડી જવાને હઝારો વર્શો થઇ ગયાં છે, છતાં તેવણની પ્યારી માન ભરી યાદ હજી આપણે કર્યે છીએ અને હંમેશ કરીશું.

**જરથુશ્ત્રહે અષઓનો ફ્રવશીમ યજમઇદે.**

**જરથુશ્ત્રના અશો હરોહરને હમો યાદ કરીએ છીએ.**

**સમાપ્ત.**



# અશો જરથુશ્ત્રની જીંદગી અને શિક્ષણો.

:o:

## ભાગ ત્રીજો.

### ગાથાનાં શિક્ષણો.

આપણા પેગામબર સાહેબ અશો સ્પીતમાન જરથુશ્ત્ર કેમ જનમ પામયા, શા માટે જનમ પામ્યા, તેવણે પોતાની દીન કેમ ફેલાવી, શું શું દુખો અને મુસ્કેલી ખમી, અને છેવટે પોતાનો જીવ પણ પોતાની દીન માટે કેમ આપ્યો તે આપણે શીખી ગયાં.

હવે દુન્યામાં થઇ ગએલા પેગામબરોમાંના એ સૌથી મહાન પેગામબરે શું શું શિક્ષણો આપણુને પોતાના હાથે લખેલી પવિત્ર ગાથા-વાણીમાં આપ્યાં છે તે શીખીશું. આ ગાથાવાણી પાંચ ભાગમાં લખાએલી છે, અને દરેકને જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે જે નીચે મુજબ છે.

૧ અહુનવદ.
૨ ઉશ્તવદ.
૩ સ્પેન્તોમદ.
૪ વોહુક્ષથ્ર.
૫ વહીશ્તોઇશ્ત.

# અહુનવદ ગાથામાં આવેલાં શિક્ષણો.

## ગાથા અહુનવદ.

### હા ૨૮.

અશો જરથુશ્ત્રનો દરેક વિચાર, વચન અને કામ આબાદી આપનારાં હતાં.

આ જગતને ખુશાલ અને આબાદ કરવા માટે તે દાદારની પસંદગીનાં કામો અને સત્યતા તથા ભલા વિચારની જરૂર છે.

પાક પરવરદેગારને પસંદ પડતાં કામો અને સત્યતા તથા ભલા વીચારોથી તમામ દુન્યાને ખુશાલ અને આબાદ કરી શકાય છે.

હંમેશાં હાથો ઉંચા કરી બંદગી કરી ખુદાતાલાથી ભલા વિચારો અને રાસ્ત કામોની ખાહેશ રાખવી.

તે દાદારને પહોંચવા માટેનો એકલો માર્ગ ભલા અને અશો વીચારો છે.

ભલા વિચારોની મદદથી દાદાર અહુરમઝદને પ્હોંચી શકાય છે.

આ તથા પેલી દુન્યાનો ફાયદો (સુખ) રાસ્તીથી મેળવી શકાય છે.

દાદાર અહુરમઝદની હસ્તીની અગાઉ કોઇ પણ હસ્તી હતી નહીં.

અરદીબહેસ્ત (રાસ્તી) અને બહેમન (ભલાં મન)ની મદદથી હંમેશગી સુધી ચાલે તેવું સુખ (બહેસ્ત) મળે છે. માટે રાસ્તી અને ભલા વીચારોની હંમેશાં તલબ કરવી. જ્યાં સુધી શરીરમાં શક્તી અને કુવ્વત હોય ત્યાં સુધી રાસ્તી (સચ્ચાઇ)ની ખાહેશ રાખવી.

અવસ્તા વાણીની મારફતે ખરાબ માણસોને પણ સારા રાહ ઉપર લાવી શકાય છે. (ખરાબ માણસો પણ સુધરી શકે છે.)

રાસ્તી યાને સચ્ચાઇથી મનમાં મોટી ખુશાલી ઉતપન થાય છે.

રાસ્ત માણુસની મદદે દાદાર અહુરમઝદ જાય છે, અને તેને લાંબી જીંદગી બક્ષે છે.

રાસ્તી યાને સચ્ચાઇથી દુષ્ટ માણુસોની બુરાઇ દુર કરી શકાય છે.

પવિત્ર મન, વચન અને કામ વગર દાદારની મદદની તલબ કરવી નહિ.

ભલા વિચારોથી નીપજતું પરીણામ એક ખુદાઇ આશીરવાદ છે.

અશોઇ અને પવીત્રતાઇ જાળવવાથી હિંમતવાન થવાય છે.

ઇનસાન પોતાની હુશીયારી અને ડહાપણુને ખરાબ માર્ગે વાપરી પરવરદેગારને નારાજ થવાને કારણુ આપે છે.

જે ઇનસાન પોતાની મન શકતીને ખરે માર્ગે દોરવે છે તે પોતાની દીલની મુરાદ પુરેપુરી પામે છે.

પાક અવસ્તા વાણી એજમતથી ભરપૂર છે, યાને અવસ્તા વાણી ભેદી અસરો ધરાવે છે.

પવીત્ર ગાથા વાણીની મદદથી રાસ્તી અને ભલા વિચારો છેવટ સુધી ટકી રહે છે.

દુન્યાને લગતું જ્ઞાન દાદાર અહુરમઝદે જરથુસ્ત્રને પોતે શીખવ્યું હતું.

હા ૨૯.

આ દુન્યામાં ગુસ્સો, લુટફાટ, મારામારી ખરાબી, હુલડાઇ, બખેડા, અને જુલમથી, ખુદાતાલા અને અમેશાસ્પંદો સીવાય બીજું કોઇ બચાવનાર નથી.

ભલી મનશ્નીથી કરેલા ઉધ્યમથી આફત દુર કરી શકાય છે. ઉધ્યમ અને ભલી ચાલાકીથી દુન્યાને આબાદ કરી શકાય છે.

અહુરમઝદ સારાં અને ખરાબ કામોનો ઇનસાફ કરનાર છે.

આબરૂવાલા અને રાસ્ત માણુસોને આગલ વધારવા દરેક ઇનશાન અહુરમઝદની મરજીને તાબે થવા બંધાએલો છે.

પ્રમાણીક જીંદગી ગુજારવાથી કદી નુકશાન થતું નથી.

જે માણસ મેહેનતુ હોય છે તેને બુરાઓ સાથે ભેલાવાની જરૂર ન હોવાથી તે હંમેશ સારોજ રહે છે.

આ દુન્યામાં જરથુસ્ત્ર સીવાય બીજો કોઇ પણ વધારે રાસ્ત આદમી ખુદાતાલાને માલમ પડયો હતો નહિ.

પાક દાદાર અહુરમઝદે જરથુસ્ત્રને આ દુન્યાની આબાદી માટે પેદા કીધો હતો.

પાક ગાથાવાણી દુન્યાની આબાદી માટે પાક દાદાર અહુરમઝદે બનાવી છે.

દાદાર અહુરમઝદની શીખામણો સાંભળનાર તથા દીનને માટે મેહેનત કરનાર તરીકે પેહેલો પુરૂષ સ્પીતમાન જરથુસ્ત્ર હતો.

જરથુસ્ત્રને બોલવાની ફ્રસાહત દાદાર અહુરમઝદે આપી હતી.

અહુરમઝદ તથા અશ (અરદીબેહેસ્ત) કૌવત તથા સત્તા આપે છે.

મોટાં સાહસ કર્મો અહુરમઝની મદદ વીના પાર પડતાં નથી.

## હા ૩૦.

આત્માની કેળવણી માટે શીખવા લાયક અને ફાયદા ભરેલા ઇલાજો ત્રણ છે (૧) હોરમઝદની સેતાએશ (૨) ભલા વિચારો (૩) રાસ્તી યાને સચ્ચાઇથી ભરેલા માથ્રવાણીના કલામો.

આપણા ધર્મ ઉપરનો એતેકાદ મજબુત કરવા ધર્મની નસીહતો ખુલ્લા કાનોએ સાંભળી તે ઉપર ખુબ વીચાર કરવો જોઇએ.

પ્રમાણીક માણસોને સંપુર્ણ મનસ્ની, નેક વિચાર તથા રાસ્તી મદદ કરે છે.

ગુનેહગાર માણસો પણ દુઃખ આવી પડતાં ખુદાની મદદની તલબ કરે છે.

દરેક ઇનસાનની મુરાદ દુન્યાને આબાદ કરવાની હોવી જોઇએ.

જ્યાં ડહાપણ હોય છે ત્યાં સારી મનસ્ની હોય છે.

સારી આબરૂવાલા માણસો ભલાં મન અને સચ્ચાઇની મદદથી બુરાઓને દુર કરે છે.

રાસ્ત માણુસને સુખ અને બુરાઓને દુઃખ એ નીયમ દાદાર અહુરમઝદે મુકરર કીધા છે.

હા ૩૧.

બુરાઓને દુર કરવા અથવા બુરાઇનો નાશ કરવા રાસ્ત દીલથી અને નમનતાઇથી અહુરમઝદ અને અમશાસ્પંદોની મદદ માંગવી.

ઉદયોગી અને આળસુ માણસોને તેઓને લાયક બદલો આપવાનું ખુદાએ મુકરર કર્યું છે.

દુન્યાની આબાદી કરનાર ખેડુતને પરવરદેગારે ભલી મનસ્નીનો વધારો કરનાર તરીકે ગણ્યો છે.

ઠગાઇ કરનાર અને આળસુ આદમીઓ કાંઇ-પણ ફાયદો મેળવનાર હોતા નથી.

જે દીવસથી ખુદાએ માણસને પેદા કીધું તેજ દીવસથી તેને જીંદગીમાં મદદ કરવા કાનુનો આપ્યા છે, જે કાનુનો તે ધર્મના ફરમાનો છે.

જાહેર યા છુપી રીતે કરેલા ગુનાહો તેમજ નાના ગુનાહ છુપાવવા માટે કરેલા મોટા ગુનાહો સર્વે ખુદાતાલાને રોશન છે.

સારાં કામોનો સારો બદલો અને બદ કામો માટે શીક્ષા એ પરવરદેગારે મુકરર કરેલાં છે.

જે શખ્સ પાપી આદમીને સત્તા આપે છે; અને જે શખ્શ ખેડુતોને, ગાય ઢોરોને, અને રાસ્ત માણુસને દુઃખ દે છે, તે જીવવાને લાયક નથી.

જે સારા ડહાપણવાલો શખ્સ, સચ્ચાઇથી ઘેરની, શેહેરની અને દેશની સત્તા વધારે છે, તે અહુરમઝદને પ્યારો છે.

વિદ્વાન ઇનસાનજ ધર્મની ખુબીઓ સમજાવી શકે છે, મુરખ આદમી તે સમજાવી શકતો નથી.

બુરા માણુસની શિખામણ કદી માનવી નહીં, કારણ તેથી ઘરને, શહેરને અને દેશને નુકશાન પુગે છે.

જે શખ્સ રાસ્ત હોય, અને ધર્મના ફરમાનો સાંભળી તે ઉપર વીચાર કરે છે, તે પોતાની ઝબાન ઉપર કાબુ મેળવી શકે છે.

જે માણુસ અશો માણુસોને ઠગે છે તેઓ હંમેશાં અંધકારમાં રહે છે, તેઓને સારો ખોરાક મળતો નથી અને તેઓ હંમેશાં શોકાતુર રહે છે.

જે શખ્સ પોતાના ભલા વિચાર અને ભલાં કામોથી અહુરમઝદને ખુશ કરે છે, તેને અહુરમઝદ તંદરોસ્તી, આબાદી, સુખ અને હકુમત બક્ષે છે.

જે શખ્સ પોતાની ભલી શક્તિથી, વીચારથી અને કામથી સચ્ચાઇને સંભાળે છે, તે ખુદ દાદારને મદદકર્તા થઇ પડે છે.

## હા. ૩૨.

દરેક જરથોસ્તીએ અહુરમઝદની ખાલેસ દીન ફેલાવવામાં મદદ કરવી જોઇએ.

રાસ્તી અને સભ્યતા દાદાર અહુરમઝદને પસંદ છે, જુઠાઇ, મગરૂરી અને તુન્દાઇને અહુરમઝદ તુચ્છકારે છે.

બુરી શકતીઓને આરાધનાર, અને દેવ દરૂજીની પુજા કરનાર માણુસ એક ઠગારા આદમી તરીકે સાતે કેશ્વરમાં જણાયલો છે.

બુરી શકતીઓને આરાધનાર, દેવ દરૂજીની પુજા કરનાર, રાસ્તીથી દુર અને જુઠાઇની નજદીક થતો જાય છે તથા તે પોતાની અકકલ હુશીઆરી ગુમાવી દે છે.

બુરાઓની સત્તાનો પાયો જુઠાઇ, લુચ્ચાઇ, બદ દયાનત અને બુરાં કામો ઉપર રચાએલો છે.

દુન્યામાં દાદાર અહુરમઝદની સત્તાના ફેલાવા માટે રાસ્તીથી ધરમના ફરમાનોને કાયમ કરવાં જોઇએ.

અભીમાની માણુસ બુરો ગણાય છે. ખુદ પાદશાહ જમશેદ પાપી માણુસોમાનો એક હતો.

દીનના ફરમાનો ખોટી રીતે સમજાવનાર આદમી માણુસની અક્કલને ગુમરાહ કરે છે.

જે શખ્સો બુરા આદમીઓને મદદ આપી તેઓનું જોર વધારે છે, જે શખ્સ ખેતરોને વેરાન કરે છે અને જે શખ્સ અશો માણુસોને હેરાન કરે છે, તે ધરમના ફરમાનોને ઉલટાવી નાખે છે.

બુરાઓને મોટા ગણવા અને અપ્રમાણીકપણાથી પોતાના શેઠના પૈસા મેળવવા તે ભલા માણુસોની જીંદગીને ખરાબ કરવા બરોબર છે.

જેઓ સારાં કામ થતાં અટકાવે છે યાને સારાં કામમાં હરકત નાખે છે, ગાય ઢોરને હેરાન કરે છે, તથા લુચ્ચાઇથી પૈસા મેળવે છે તેઓને હોરમઝદ બુરા ગણે છે.

જેઓ હરામના પૈસા મેળવે છે, અને અસંતોષી રહે છે તેઓને દાદાર બુરા માને છે.

જે તવંગર આદમી બીજાઓને મદદ કરતો નથી તે બહેસ્ત મેળવી શકતો નથી

નીતિવાન શખ્સો બહેશત મેળવી શકે છે.

## હા ૩૩.

બુરાઓની સામે લડત લડીને જે માણુસ ભલાઇનો રસ્તો બીજાઓને દેખાડે છે તે દાદાર અહુરમઝદને ખુશાલ કરે છે.

ગમે તેવી ઉંચી યા નીચી પંકતીના પણ રાસ્ત માણુસને મદદ કરવી, તેમ ચોર લુટારાથી તેઓને બચાવવા તે સવાબનું કામ છે.

બંદગીના જોરથી નાફરમાની તથા બદ વીચારો દુર થાય છે.

બંદગીની મદદથી તુનદી, ઠગાઇ, તીરસ્કાર અને બીજી બદ ચાલો દુર કરી શકાય છે.

રાસ્તી અને નેક નૈયતથી કરેલી દાદાર અહુરમઝની બંદગી ધારેલી ભલી મુરાદ પાર પાડે છે.

દાદાર અહુરમઝદને અર્પણ કરવા માટે નેક નૈયતથી કરેલી બંદગી સીવાય બીજી કોઇ પણ ભેટ નથી.

દાદાર અહુરમઝની બંદગીથી આએ દુન્યાનું સુખ તથા આવતી દુન્યાનું (બહેસ્તનું) અમરપણું મળે છે.

અહુરમઝદ અને બેહમન (ભલાં મન)ની મદદથી નેકી તથા જોર મળે છે.

નેક મનશ્ની અને રાસ્તીથી તન અને મનને કૌવત મળે છે.

જીંદગીની તમામ સુખી હાલતો જે આગળ ભોગવવામાં આવતી હતી, હાલમાં ભોગવવામાં આવે છે તથા હવે પછી ભોગવવામાં આવશે તે રાસ્તીની મદદથી દાદાર અહુરમઝદ પાસે માંગવી.

નેક વીચાર, રાસ્તી, તથા કૌવત યાને સત્તા દાદાર અહુરમઝદથી માંગવી; કારણ તે તનને મજબુત કરે છે.

આપણાં દરેક કામમાં ફતેહ મેળવવા માટે દાદાર અહુરમઝદ, ભલી આર્મઇતી, અરદીબહેસ્ત બેહમન, તથા શહેરેવર અમેશાસ્પંદની મદદ અને દયાની જરૂર છે.

સભ્યતા અને નમ્રતાથી કૌવત મળે છે, અશોઇથી હીમત મળે છે, અને નેક વીચારોથી સત્તા મળે છે.

બેહમન, શહેરેવર, અને સ્પેન્ત આરમઇતીની મદદથી આશીર્વાદ ભરેલી બક્ષેસો તથા ધર્મ બાબેનું સંપુર્ણ જ્ઞાન મેળવી શકાય છે.

જેમ પેગામબર જરથુસ્ત્ર સાહેબ સચ્ચાઇ અને નેક વીચારોની બરકતથી

પોતાનો જાન પણ દાદાર અહુરમઝદને અર્પણ કરવા તૈયાર હતા, તેમજ આપણે પણ સચ્ચાઇ અને ભલા વીચારોથી ચાલવું, પછી ભલે તેમ કરતાં જાન પણ જાય.

હા ૩૪.

આપણું દરેક કામ, સખુન અને ભકતી દાદાર અહુરમઝદને અર્પણ કરવાનાં છે, માટે તે સર્વ તે સાહેબને ગમતું અને લાયકનુંજ હોવું જોઇએ.

બંદગી યાને ખાલેસ દીલના ભક્તીભાવથી અને કીર્તીનાં ઇશ્વરીગાયનો ગાવાથી તે દાદારને પહોંચી શકાય છે.

આપણાં દરેક વીચાર, વચન અને કામ દાદાર અહુરમઝદને આધીન નમસ્કાર સાથે અર્પણ કરવાં જોઇએ.

ખરા દાનેશમંદો હર વખતે ખુદા અને તેના યઝદોની બંદગી કરે છે.

• પવીત્ર આતશ પોતાના તેજ અને કૌવતથી કીનો રાખનારા આદમીને શીક્ષા કરે છે.

દાદાર અહુરમઝદનો પવીત્ર આતશ તેજવાલો, હિમત આપનાર, ખુશહાલ રાખનાર, અને મદદ કરનાર છે.

દાદાર અહુરમઝદની ખાહેશ છે કે તવંગરોએ રાસ્તીથી અને નેક નૈયતથી ગરીબોને આશરો આપવો.

રાસ્તી યાને સચ્ચાઇ, અને ભલા વીચારો ખુદ દાદાર અહુરમઝદનાં સ્વરૂપો છે.

એક માણસની નેક મનશની એક નહીં ખુટે તેવી દોલત છે જે સુખ તેમજ દુઃખમાં કામ આવે છે.

જરથુસ્ત્ર સાહેબે માત્ર દાદાર અહુરમઝદ સીવાય બીજા કોઇને પોતાના બચાવનાર તરીકે જાણ્યા અને સ્વીકાર્યા ન હતા.

ગુમરાહી ભરેલા, ખોટા અને ઠગારા માણસોની રાહથી ચાલતાં દુખો આવી પડે છે, માટે તેઓથી દુર રહેવું.

દીનના ફરમાનથી ઉલટા ચાલનારા માણસો માત્ર નબળાં મગજનાં માણસો ઉપર ફાવી શકે છે, અને તેવા માણસો જુઠા અને બુરા વીચારના હોય છે.

સભ્યતા અને સંપુર્ણ ભલા વિચારો ખુદાને પ્યારાં છે, આ વાત જાણુવા છતાં જેઓ સભ્યતાવાલા અને ભલા વિચારના હોતા નથી તેઓ રાસ્તીથી વેગળા અને જુઠા માણુસો હોય છે.

એક ડાહયો માણુસ સચ્ચાઇના ફાયદા અને તેનું ખરૂં મૂળ સમજી શકે છે.

સચ્ચાઇ અને નીતિના ગુણો આપણુને ધાસ્તીથી દુર રાખે છે.

સભ્યતા અને રાસ્તી ખરૂં કૌવત અને શકતી છે.

સચ્ચાઇથી ભલા વિચારો કરવાને મદદ મળે છે.

દીનનો એલમ શીખવનાર સઓષ્યન્તની સલાહ પ્રમાણે ચાલવાથી આપણે આપણી અશોઇને લીધે સુખ ભોગવી શકયે છીએ.

જેઓ આએ દુન્યામાં ભલાં કામો કરવામાં મશ્ગુલ છે, તેઓને રાસ્તીની મારફતે દાદાર અહુરમઝદ ડાહપણુ આપે છે.

---

## ઉશ્તવદ ગાથામાં આવેલાં શિક્ષણો.

---

### ગાથા ઉશ્તવદ.

#### હા ૪૩.

જો તમારે સુખી થવું હોય તો પેહેલા બીજાને સુખી કરજો.

જે માણુસ બીજાંને સુખી કરે છે તેને દાદાર અહુરમઝદ તંદરોસ્તી તથા કૌવત બખશે છે.

રાસ્તી યાને સચ્ચાઇને વળગી રેહેવા માટે મજબુત મનની (મગજની) જરૂર છે.

આજેજી ભરેલી નમ્ર બંદગીથી સુખી હાલત અને ભલા આશીરવાદ મેળવી શકાય છે.

જે માણસ પોતાની કીર્તી યાને આબરૂ સાચવી શકે છે તે ખરો ભાગ્યશાળી છે.

જે માણસ બીજાંને આ દુન્યા તેમજ આવતી દુન્યા માટેનો સાચ્ચો માર્ગ દેખાડે તેને સંપુર્ણ ભલાઇ મળે છે.

જે માણસ બીજાંને ભલો માર્ગ દેખાડે છે તે સારાં ડહાપણવાલો છે, આબાદી કરનાર છે અને દાદાર અહુરમઝનો સાથી છે.

દાદાર અહુરમઝદ સર્વશક્તીવાન છે તથા આબાદી કરનાર છે.

અશોઇનું કૌવત રાખનાર રોશન આતશના પ્રતાપથી મગજને ભલા વિચારોનું કૌવત મલે છે.

દાદાર અહુરમઝદ સર્વ પેદાએશમાં સઉથી ચઢતો અને આબાદી કરનાર છે.

દુન્યાની હસ્તીના છેડા સુધી દાદાર અહુરમઝદ ઇન્સાફી રીતે દરેક માણસને તેનાં કરતુક તેમજ વચન મુજબ બદલો આપશે, યાને બુરાને બુરૂં અને ભલાંને ભલા આશીર્વાદ.

સંપુર્ણ ભલા વિચારોની મદદથી દાદાર અહુરઝદના ડહાપણભર્યા કાએદા શીખી શકાય છે.

દાદાર અહુરમઝદને કોઇ કદી પણ ઠગી શકતું કે ભુલાવો ખવાડી શકતું નથી.

આપણે જાહેર રીતે દુષ્ટ માણસોના દુશમન તથા રાસ્ત માણસને ખુશાલ કરનાર થવું જોઇએ.

દાદાર અહુરમઝદની બંદગી હંમેશાં કરી તેની ખાહેશ મુજબ કામ કરવામાં મશગુલ રહેવું.

જ્યાં સુધી તાકાત રહે ત્યાં સુધી રાસ્તીથી પવિત્ર આતશ રોશન રાખી તેની બંદગી કરવી.

હંમેશાં રાસ્તી યાને સચ્ચાઇની તલબ કરવી, કારણ તેથીજ ભલું મન (ભલા વીચારો) મેલવી શકાય છે.

એક મહાન રાજકર્તાને પણ પોતાની હકુમત ટકાવી રાખવા દાદાર અહુરમઝદની મદદની જરૂર છે.

દાદાર અહુરમઝદના આપેલા અવસ્તા કલામથી જરથુસ્ત્ર દાનાવ થયા હતા.

દાદાર અહુરમઝદની ખાહેશ મુજબનું કામ (યાને નેકીના કામો) ગમે તેવાં મુશ્કેલ હોય તોબી તે કરવાં કારણ તે સર્વોત્તમ છે.

જરથુશ્ત્ર સાહેબ બહેમન અને સરોષની મારફતે ખુદાનો પેગામ્ પામ્યા હતા.

ભલી દીનને માટે લડવાને તૈયાર થનારને તેના બદલામાં ખોદાતાલા આશીરવાદ આપે છે.

એક સંતોષી વિચાર સઉથી સરસ ચીજ છે.

એક રાસ્ત તથા એલમ શીખેલો માણસ પાપી માણસોને રાજી રાખતો નથી. કારણ કે પાપી માણસો રાસ્ત શખ્શોને નઠારા ગણે છે.

દાદાર હોરમજદના મીનો (૩૯) ને દરેક જરથોસ્તીએ આદરમાનની નજરે જોવું જોઇએ.

રાસ્તી હંમેશાં પુર તેજથી વધે છે.

## હા. ૪૪.

બંદગીની બરકતથી સરોષની મારફતે ખુદાતાલા મદદ કરે છે.

દાદાર અહુરમઝદ રાસ્તીથી આબાદી કરનાર, ખરાબી દુર કરનાર તથા બન્ને જહાનનો દોસ્ત છે.

જમીન તથા આસમાનને નીચે પડવાથી ટેકાવનાર, પાણી તથા ઓરવરનો બનાવનાર, પવન તથા વાદળાંને જહડપ બક્ષનાર, રોશની તથા અંધારૂં બનાવનાર, ઉંઘ અને જાગૃતી બનાવનાર, સહવાર બપોર તથા રાત બનાવનાર અને ભલાં મનનો પેદા કરનાર દાદાર અહુરમઝદ છે.

નમ્ર અને સારા વિચારો રાખ્યાથી જે નેક કામો થાય છે તેની મદદથી તે વિચાર અને કામ કરનાર રાસ્તીનો વધારો કરે છે.

દાદાર અહુરમઝદનું રાજ નેક વિચારો ઉપર સ્થપાયું છે.

આ ફરતી ખુશાલી આપનારી દુન્યા દાદાર અહુરમઝદે માણસ જાતને માટે પેદા કરી છે.

મા બાપોમાં પોતાના બચ્ચાંઓ તરફની પ્યારની લાગણી દાદાર અહુરમઝદ પેદા કરે છે.

આ દુન્યાનું સુખ હાંસલ કરવા માટે રાસ્તી ભરેલી પાંચ વખતની (ગેહની) બંદગીની જરૂર છે.

પાક દીન તથા તેના ફરમાનો જે તમામ ખલકતની પાદશાહીવાલા અહુરમઝદે આપણને શીખવ્યા છે તેને પવિત્ર રાખવાંજ જોઇએ.

રાસ્તી, અને ભલા વિચાર અહુરમઝદના ફરમાન મુજબ એકજ ઠેકાણે હંમેશાં સાથેજ રહે છે.

માઝદયસ્ની જરથોસ્તી દીન તમામ દીનોમાં સર્વોત્તમ છે.

રાસ્તીથી અને માઝદયસ્ની જરથોસ્તી દીનના ફરમાનો મુજબ ચાલવાથી આપણી આ દુન્યાને આબાદ કરી શકાય છે.

માઝદયસ્ની જરથોસ્તી દીન, રાસ્તી અને ભલા વીચારો અને કામો શીખવે છે તેથી માણસ સદાચારી થાય છે.

તમારી ડહાપણ ભરેલી સર્વે મુરાદો માટે દાદાર અહુરમઝદ તરફજ નેગાહ રાખવી.

જે કોઇ પોતાને જરથોસ્તી કહેવાડી, જરથુસ્ત્રના ફરમાનો મુજબ ચાલતો નથી, તેને તે સાહેબ ધીકકારની નજરથી જુએ છે.

જે આદમી જરથુસ્ત્રને કે દાદાર અહુરમઝદની નેઆમતોને વગોવે છે તે બુરો છે.

જેઓ જુઠા, ઠગારા, દીનના ફરમાનો ઉપર ધ્યાન નહિ આપનારા, રાસ્તીની પુઠે નહિ ચાલનારા, અને નીતીને નહિ વધારનારા હોય તેઓને તમારાથી દુર રાખો.

અવસ્તાના મંત્રોથી જુઠાઇને તોડી શકાય છે, દુષ્ટ માણસોને પાયમાલ કરી શકાય છે, બુરાઓના કાવત્રાં અને દગાબાજી ફેલાઇ શકતાં નથી, અને જુઠા માણસો સાચ્ચા માણસોના હાથમાં સપડાય છે.

અવસ્તાના મંત્રો અને કલામો આફતની વખતે પાસબાની કરનારા છે.

અવસ્તાના મંત્રથી દુશ્મનને મારી શકાય છે.

પરવરદેગારની મહોબતનું આકર્ષણ હંમેશાં આપણી તરફ ખેંચવાની કોશેશ કરવી.

અવસ્તા માથ્રવાણી એક ઉત્તમ દોલત છે.

રાસ્તી મુજબ ચાલવાથી આ દુન્યાની દોલત અને આવતી દુન્યાનું અમ્મરપણું મેળવી શકાય છે.

દાદાર અહુરમઝદ જે દોલત આપે તેમાંથી હોરમઝદની નૈયતે પહરેઝગાર માણસોને ભેટો આપવી.

જે માણુસ પોતાની દોલતમાંથી લાયક માણસોને મદદ નથી કરતો તે શિક્ષાને પાત્ર થાય છે.

બુરા આદમીઓ ખેતીવાડીને આબાદ કરતા નથી.

## હા ૪૫.

જેઓ પોતાની અકકલ હોશીયારીથી, જરથુસ્ત્રની દીનના ફરમાનો સમજવાની કોશેશ કરે છે તેઓ ધુતારાઓથી ફરેબ પામતા નથી.

માણુસ પોતાના ખરાબ વીચાર અને ઝબાનથી આડે માર્ગે ઉતરી જાય છે.

ભલા અને બુરા આદમીઓના વીચારો શીખામણો, અક્કલ, રીતભાત, સુખનો, કામો, અંતઃકરણો અને રવાનો એક બીજાને મળતાં આવતાં નથી.

પવીત્ર અવસ્તાની માથ્રવાણીને જેમ જરથુસ્ત્રે ગણી, જાહેર કરી અને તે ઉપર અમલ કર્યો, તેમ જેઓ કરશે નહીં તેઓ દુખ ભોગવશે.

દાદાર અહુરમઝદ દરેક ચીજ જાણનારો, જોનારો, કોઇથી પણ નહિ ઠગાનારો, અને ભલી દીન અને માથ્રવાણીનો આપનાર છે.

જરથુસ્ત્ર સાહેબના સુખનો ઉપર જે ધ્યાન આપશે તેને આ જીંદગીનું સુખ અને આવતી જીંદગીનું બહેસ્ત મળશે.

નેક નીતિના અને રાસ્ત માણુસોને દાદાર અહુરમઝદનાં દર્શન થાય છે.

જરથુસ્ત્ર સાહેબે ખોદાતાલાની બંદગી રાસ્ત દીલથી કરી હતી.

આપણી સાચ્ચાં જીગરની બંદગી મીનોઇ શકતીઓની મારફતે દાદાર અહુરમઝદને પહોંચે છે.

જે સખાવતી માણુસો આગલ થઇ ગયા છે, હાલમાં હૈયાત છે તથા હવે પછી થશે તેઓ સર્વે અહુરમઝદથી ફાએદો મેલવે છે.

અશો માણુસને સુખ અને પાપી માણુસને દુઃખ એ કાયદો પરવરદેગારે અચુક રીતે નેમેલો છે.

દાદાર અહુરમઝદની ખરી વખાણ સાચ્ચાં જીગરની બંદગીથી થાય છે.

ધર્મના કાનુનો જાણી, સચ્ચાઇથી, ભલા વિચારો વચનો અને કામો કરવાથી દાદાર અહુરમઝદનાં દર્શન ખુલ્લી નજરે થઇ શકે છે.

પાક પરવરદેગાર જેણે આપણું ભલું ચાહીને સુખ તેમજ દુઃખ બન્ને પેદા કર્યા છે, તેને નેક મનસ્નીથી હમેશાં યાદ કરવો.

આપણા પોતાના ભલા વિચારો, અને સારાં ડહાપણથી ખોદાતાલા

આપણને માણસ જાત તેમજ ગાય ઢોરને સુખી કરવા માટે જરૂરનું કૌવત બક્ષે છે.

સભ્યતા અને નમનતાઇથી કરેલી બંદગીના બદલામાં તે મહાજ્ઞાની અને જીંદગી બક્ષનાર સાહેબ (અહુરમઝદ) પોતાના રાજમાં (આએ તેમજ પેલી દુન્યામાં) આપણને સુખાકારી, અમરપણું, શકતી અને જોર બક્ષે છે.

જેઓ બુરા તેમજ નીચ આદમીઓને ધીક્કારે છે તેઓનો અહુરમઝદ મદદગાર છે.

જેઓ દાદાર અહુરમઝદને અને સોષ્યન્તોને માઝદયસ્ની જરથોસ્તી દીનની મારફતે માનની નજરથી જુએ છે તેઓને તે કીરતાર મદદ કરે છે.

હા ૪૬.

જરથુસ્ત્ર સાહેબે પોતે પોતાના કામમાં દાદાર અહુરમઝદની મદદ ચાહી હતી, અને તેમજ આપણે આપણાં કામમાં તેની મદદની ખાહેશ રાખવી.

જરથુસ્ત્ર જેવા મહાન પુરૂષે પોતાની ગુંજાસ અને શકતી ટુંક જાણીને દાદાર અહુરમઝદની મદદ માંગી હતી, તો આપણે પણ ગુમરાહી ન કરતાં આપણું કમીનાપણું કબુલી દાદાર અહુરમઝદની મદદ માંગવી જોઇએ.

જેમ એક દોસ્ત બીજા દોસ્તને દીલાસો આપી શકે તેવોજ દીલાસો પાક દાદારની પાસે માંગવો.

આ દુન્યાની આબાદી માટે શોસ્યન્તોની ઉત્તમ બુદ્ધીની જરૂર છે યાને તેઓની રાહબરીની જરૂર છે.

એક જોરાવર પણ બુરો આદમી પોતાનાં કૌવતથી ભલા આદમીઓ તેમજ ગાય ઢોરને નુકશાન કરે છે, માટે એવા માણસને જેર કરી ભલા આદમીઓ અને ગાયઢોરને જુલમથી બચાવવાની દરેકની ફરજ છે.

એક બુરા આદમીને મદદ કરવી યા તેની તરફ મહેરબાની કે દયા દેખાડવી નહિ.

જે કોઈ બુરા માણસને તેના કામમાં મદદ કરે છે તે પોતે બુરો છે, તેમજ જે કોઇ નેક માણસના કામમાં મદદ કરે છે તે પોતે નેક છે.

જે માણસ પોતાનામાં શકતી અને કૌવત છતાં બુરાઓની સાંમે તેઓને શિક્ષા કરવા જતો નથી તે પણ બુરો ગણાય છે.

તે દાદારનો ઘડેલો કાયદો છે કે જે માણસ દુષ્ટ માણસ માટે સારો તે પોતે દુષ્ટ અને જે માણસ રાસ્ત માણસ માટે સારો તે પોતે રાસ્ત છે.

બુરા લોકોના બુરાં કામનું ફળ તેમને (બુરાઓને) બુરાઇ અને દુઃખમાં મળે છે, અને તેને સુખથી દુર રાખે છે.

દાદાર અહુરમઝદે જાહેર કરેલા સચ્ચાઇના કલામો નેક મનશની યા સારા વીચાર અને નેક બુધ્ધીથી આપણને મળે છે.

જરથોસ્તી દીનની બાબતો ઉપર પુરતો એતેકાદ રાખ્યાથી તથા નેક મનસ્નીથી તેમજ રાસ્તીથી ચાલવાથી બહેસ્ત યાને ભવીસ્યનાં સુખને મેળવી શકાય છે.

છતી આંખે આંધળા રહેનાર તથા છતા કાને બહેરા રહેનાર આદમીઓ જેઓ બીજાને હાની પુગાડે છે તથા જેમનાં રવાન તથા અંતઃકરણ સખ્ત છે તેઓ હંમેશ સુધી દેઝખ મેગવે છે, પોતે હંમેશ માટે દુઃખ મેળવે છે.

જે માણસ પોતાના ભલા વીચારો, વચનો અને કામથી જરથુસ્ત્ર સાહેબને ખુશી કરે છે તે દીનના ફરમાનોને જાહેર કરવા લાયક છે તથા તેનાં બચ્ચાં છોકરાં, કુટુંબ ગાય ઢોર વીગેરે આબાદ થાય છે.

શાહ ગુસ્તાસ્પે જરથોસ્તી દીનના ફરમાનોને જાહેર કરી પોતાને જરથોસ્ત સાહેબનો ખરો મીત્ર પુરવાર કર્યો હતો.

જે જગામાં સભ્યતા, રાસ્તી, અને ભલા વીચારો વાલી સત્તા હોય છે ત્યાં અહુરમઝદ વાસો કરે છે.

જે માણુસ સંપુર્ણું તાબેદારીથી દાદારની બંદગી કરે છે, તથા જે કોઇ વાજબી અને ગેરવાજબી વચ્ચે ફરક સમજી શકે છે તેની ઉપર તે કીરતાર મોહબત રાખે છે.

જે કોઇ (પોતાનાં કામોથી) દાદાર અહુરમઝદને ખુશાલ કરે છે તેને ઉત્તમ બક્ષેસો મળે છે.

જે કોઇ (પોતાનાં કામોથી) દાદાર અહુરમઝદને દલગીર કરે છે તેની ઉપર વગર શકે દુઃખ આવી પડે છે.

જે કોઇ ભલી દીનનો આદમી જરથુસ્ત્ર સાહેબ ખુશી થાય એવાં કામો કરશે તેને આ ફરતી દુન્યામાં ઇઝઝત અને દૌલત મળશે અને આવતી દુન્યામાં સુખ મળશે (યાને બહેસ્ત મળશે.)

---

## સ્પેન્તોમદ ગાથામાં આવેલાં શિક્ષણો.

---

### ગાથા સ્પેન્તોમદ.

#### હા ૪૭.

રાસ્તીથી નેક વિચાર, વચન અને કામ ઉત્પન્ન થાય છે, અને નેક વીચાર, વચન અને કામથી દાદાર અહુરમજદ આપણુને આ દુન્યાનું સુખ અને આવતી દુન્યાનું બહેસ્ત આપે છે.

દરેક શખ્સ પોતાની ઝબાનથી બોલાયલા નેક સુખનથી તેમજ પોતાના બન્ને હાથથી અને સભ્યતાથી બજાવેલાં કામથી અહુરમઝદની મારફતે સુખ મેળવી શકે છે.

દાદાર અહુરમઝદે આ જગત આપણા ફાયદા અને ખુશાલીને માટે બનાવી છે.

પાપી માણુસો હંમેશાં દુઃખી હોય છે.

રાસ્ત માણુસો દુ:ખી હોતાં નથી.

રાસ્ત અને અશો માણુસ થોડી ચીજથી રાજી હોય છે.

એક બુરો શખ્સ પુશ્કળ તાકાતવાળો હોય અને પુશ્કળ ચીજો ધરાવતો હોય છતાં તેને વધુની હાજત હોય છે.

રાસ્ત માણુસને તે દાદાર સર્વોત્તમ સુખ આપે છે.

પાપી માણુસ તે દાદારના પ્યારથી દુર હોય છે અને પોતાની કરણીનાં ફ્ળ મેળવે છે.

પવિત્ર આતશની મારફ્તે એક સાચ્ચા માણુસને તેમજ એક પાપી માણુસને તેને લાયકનો બદલો મળે છે.

## હા. ૪૮.

જ્યારે પરોપકારી માણુસ જુઠા અને બુરા માણુસોને હરાવશે, તથા જુઠાઓ અને બુરાઓ પોતાના ખરાં રૂપમાં બહાર આવશે ત્યારે દાદાર અહુરમઝદની બંદગીના ફાયદા ખુલ્લી રીતે બાહાર પડશે.

આએ જીંદગીનો એક ખરો ખુબીવાળો બનાવ એ છે કે રાસ્ત માણુસો જુઠાઓ ઉપર હંમેશાં ફાવે છે.

જે માણુસ રાસ્ત તથા દાનેશમંદ હોય છે તેનેજ દાદાર અહુરમઝદ પોતાના ભેદભરેલા કલામો શીખવે છે.

ભલા વીચારોથી માણુસ છેવટે ખુદાતાલાને મલી જાએ છે.

જે માણુસ પોતાના વીચારોને પાક રાખે છે તે પોતાના વચનો અને કામોથી હંમેશ પ્રજાના વીચારને લાયક કામ કરે છે.

સારા ડહાપણુવાલા રાજાઓજ માણુસ ઉપર રાજ કરવા લાએક છે.

ઇનસાનના જન્મથીજ પવીત્રતાઇ સૌથી સરસ ચીજ છે.

ગાએ ગોસ્પંદની પરવરશી કરવા આપણે મહેનત કરવી જોઇએ, કારણુ તેઓ આપણા ખોરાક માટે પુસ્તીકારક ચીજો આપે છે.

ગાએ ગોસ્પંદ માણુસ જાતની કીમતી દોલત છે માટે તેની બરદાસ્ત કરવી જોઇએ.

ગાએ ગોસ્પંદ આપણુને નેક નેયતની મુરાદમાં કૌવત તથા જોર બક્ષે છે. કારણુ તેઓમાંથી મલતા ખોરાકને સબબે માણુસને ઠગાઇ ચોરી વગેરે કરવી પડતી નથી.

દુન્યાની પેદાએશની શરૂઆતમાં ગાએ ગોસ્પંદને માટે દાદાર અહુરમઝદે વનસ્પતી પેદા કરી હતી.

જે માણુસ રાસ્તી અને ભલા વીચારની ખાહેશ રાખતો હોય તેણે ગુસ્સો અને મારામારી દુર કરવી જોઇએ.

દાદાર અહુરમઝદના આશીરવાદ મેલવવા માટે ખાલેસ દીલની બંદગીની જરૂર છે.

છાકતપણાંની ખરાબીને દુર કરવા માટે ઉંચ બુધ્ધીના માણસોની જરૂર છે.

છાકટપણાંની બદીથી બુરા માણસો તથા બુરા રાજકર્તાઓ દુન્યામાં ખરાબી ઉતપન કરે છે.

નેક વિચાર, વચન અને કામના માણસોની મદદથી રાસ્તી, સભ્યતા, આબાદી, બુરાઓ સામે બચાવ, અને ભલા મનનું ડહાપણ મળે છે.

નેક વિચાર વચન અને કામનાં માણસો, દીનને લગતાં જ્ઞાનની મદદથી દાદાર અહુરમઝદના હુકમ મુજબ ચાલનારા હોય છે અને તેઓ કપટ કીનાથી દુર હોય છે.

## હા ૪૯.

દુન્યાના લોકોને ફાએદો કરવા માટે રાસ્તી મુકરર થએલી છે.

દુન્યાના લોકોને નુકસાન કરવા માટે જુઠાઇ મુકરર થએલી છે.

ભલાં મનવાલા દરેક આદમીને જરથુશ્ત્ર સાહેબ પસંદ કરે છે.

બુરા માણુસો અને બુરાઇના સોબતીઓને જરથુસ્ત્ર ધીક્કારે છે.

જેઓ પોતાના બુરા વીચારથી અને બદ સુખનથી ગુસ્સો અને અને અદેખાઇ ઉત્પન્ન કરે છે તેઓ ઉદ્યોગી માણુસો માટે તદ્દન નકામા છે.

જેઓ સારાં કામો કરવા તરફ વલાણ દેખાડતા નથી પણ ખરાબ કામો કરે છે તેઓ દરૂજીને મદદ કરનારા જેવા છે.

જેઓ નેક મનસ્નીથી જરથોસ્થી દીનના ખરા એતેકાદને માને છે, તથા દીનને દુશ્મનોના હુમલાથી બચાવે છે તેઓ આબાદી વધારનારા છે.

સંપુણ નેક વીચારવાળો આદમી જે જરથોસ્તી દીનને પુર એતેકાદથી માને છે તે તમામ સુખ મેળવી શકે છે.

નેક મનસ્ની તથા સચ્ચાઇની મદદથીજ જરથોસ્તી દીન આશકારા થઇ હતી અને થશે. (દરેક જરથોસ્તી એક પ્રમાણીક અને સાચ્ચો આદમી ગણાતો હતો).

મહેનતુ, ચંચળ, અને રાસ્ત માણુસ જરથોસ્તી દીનનાં ફરમાનો સાંભળી અને સમજી શકે છે.

એક સાચ્ચું બોલનારા માણુસે બુરા આદમીઓની સરદારી લેવી નહી.

નેક મનશ્નીવાલા, અશો, અને બંદગી કરનારા માણુસો દાદાર અહુરમઝદના આશરામાં હોય છે.

બદીથી મેળવાયલી સત્તા હંમેશ નાશ પામશે.

અનીતીના કામ કરનારા, અનીતીને લગતા સુખનો બોલનારા, બુરી દયાનતવાલા, તથા બુરા વીચારવાલા માણુસોનો ખોરાક પણ ગંધ મારતો અને બુરો છે.

જેમ જરથુસ્ત્ર સાહેબે નમનતાઇથી અને પોતાની સચ્ચાઇ અને નેક મનશ્નીને લીધે દાદાર અહુરમઝદ તરફથી મહેરબાની મેળવી હતી, તેજ મુજબ આપણે ખુદાતાલાની મરજી મુજબ ચાલી, જે સૌથી સરસ ચીજો હોય તેની ખાહેશ રાખવી અને તે આપણુને મળશે.

## હા ૫૦.

આપણાં રવાનની બુલંદી માટે ખુદાતાલા સીવાય કોઇની પણ મદદ માગવી નહી.

દાદાર અહુરમઝદ સિવાય આપણો તથા આપણી મીલકત, અને ગાય ઢોરને બીજો કોઈ બચાવનાર નથી, પણ તેની મદદ મેલવવા માટે નેક મનસ્નીની જરૂર છે.

જે માણસ અશોઇ અને ખાલેસ દીલની જીંદગી ગુજારે છે તથા ઇશ્વરી જ્ઞાનથી પ્રકાશીત થયેલો હોય છે તેને દાદાર અહુરમઝદ હંમેશગીનું સુખ બક્ષે છે.

અશોઇના કૌવતથી મજબુત થએલો શખસ બુરા આદમીઓના કબજામાંથી જમીન લઇ લે છે અને તેને આબાદ કરે છે.

જે જરથોસ્તી દીનના કલામો બીજાંને શીખવે છે તેને દાદાર અહુરમઝદ પુરતું જોર બક્ષે છે, કારણ તેની નસીહતથી લોકો નીતીનો માર્ગ અખત્યાર કરી સુખી થાય છે.

જે જરથોસ્તી ખાલેસ દીલથી અને પુરતી અદાથી માથ્રવાણી ભણે છે તેનો જરથુસ્ત્ર સાચ્ચો દોસ્ત થાય છે.

જરથુસ્ત્ર સાહેબના ભેદો (યાને માથ્રવાણીના ભેદો) નેક મનસ્નીનો માણસજ શીખી શકે છે.

રાસ્તી અને નેક મનશની મારફતે કીધેલી ભકતી ફાયદાકારક મજબુત અને ઉસ્તવાર રસ્તો દેખાડે છે જેનાથી દાદાર અહુરમઝદ ઉપર ચીત લગાડી શકાય છે.

નમનતાઇથી બેઉ હાથો ઉંચા કરી આજેજીભરી બંદગીથી તથા ક્રીયાઓની ભેટોથી દાદાર અહુરમઝદને પહોંચી શકાય છે.

સાચ્ચાં દીલની ભકતી અને સચ્ચાઇની મારફતે જે જે કામો થાય છે તે માણસોની નજરમાં માનને લાયક છે.

ભલાં અને રાસ્તીના કામ કરવાની જે કોઇ ખાહેશ રાખે છે તેના કામોને અહુરમઝદ હમેશાં નેક મનસ્નીને લીધે પારુ પડે છે.

---

## વોહુક્ષથ્ર ગાથામાં આવેલાં શિક્ષણો.

---

### ગાથા વોહુક્ષથ્ર.

#### હા ૫૧.

જેના હાથમાં કાંઇ પણ સારી સત્તા હોય તેનો રાસ્તીથી અને અશોઇથી ઉપ્યોગ કરવાથી દુન્યામાં આબાદી ફેલાય છે.

નેક મનસ્નીથી કરેલી બંદગીનો ફાયદો મલ્યા વગર રહેતોજ નથી. ખુદ જરથુસ્ત્ર સાહેબે બંદગીથી પોતાની મુરાદ મેળવી હતી.

જે માણસો પોતાનાં ભલાં કામોથી, અશોઇથી, સાચ્ચા સુખનથી, અને ભલા વીચારોથી બંદગી કરે છે, અને દાદાર અહુરમઝદની સરદારી કબુલ રાખે છે, તેઓની રાહનુમાઇ દાદાર અહુરમઝદ કરે છે, અને તેઓ ખુદ બખુદ દાદાર અહુરમઝદને મળી જાય છે.

ભલાઇનો બદલો જરૂરજ મળે છે.

પરદુ:ખભંજન કામો કરવાથી, તેમજ પરોપકારી થવાથી આપણા ગુનાહોની માફી મળે છે.

જુઠાઇ અને મગરૂરીને ધીક્કારનાર આદમીમાં રાસ્તી, સભ્યતા, અને આબાદી હોય છે.

સૌથી સરસ ભલો વીચાર તે કોઇનું પણ બુંડું નહિ ઇચ્છવાનો છે.

દાદાર અહુરમઝદની હકુમત તમામ ખલકત ઉપર છે.

એક ઉદયોગી, સારાં કામ કરનાર, નમનતાઇવાળો અને ડહાપણવાળો માણસ દુન્યાને આબાદ કરી શકે છે.

એક ઉદયોગી, સારાં કામ કરનાર, નમનતાઇવાળો અને ડહાપણવાળો પુરૂષ પોતાના કાયદાપુર્વક નેમાયલા ભલા સરદારને અને તેના કાયદાકાનુનોને માનની નજરથી જુએ છે.

જે માણસ દાદાર અહુરમઝદને ખુશનુદ કરવા તેને આરાધે છે તેને તે સાહેબ પોતાની સર્પે શક્તીથી સંપુર્ણ સુખ બક્ષે છે.

જે શખસ દાદાર અહુરમઝદને યાદ કરી તેની આરાધના કરતો નથી તે આખરે દુઃખ સિવાય બીજાું કાંઇ પણ જોતો નથી.

નેક મનશ્નીના સમજુ માણસોએ (સર્વને) જણાવવું જોઇએ કે છેવટે બુરાને બુરૂં અને ભલાને ભલાઇ એ નીયમ દાદારે મુકરર કરેલો છે.

જે કોઇ માણસ બીજા માણસને અવસ્તા માથ્રની ખુબીઓ સમજાવે છે તે પોતે હંમેશ ખુશાલ અને સુખી રહે છે.

ધગધગતો આતશ યા તાવેલાં લોહડાંમાંથી ઇજા વગર પસાર થવાની' પરીક્ષા (ઓરડીઅલ) એક નીતિવાન માણસ પસાર કરી શકે છે, પણ બુરો માણસ કરી શકતો નથી.

જે માણસ રાસ્તીના તરીકાથી ઉલટો ચાલે છે તે બુરી પેદાએશને લગતો છે.

જે માણસ પાક જરથુસ્ત્ર સાહેબનાં નામને કે કામને નુકશાન કરવાં ચાહે છે તે ચંડાળ અને મુજી માણસોની સંફનો હોય છે.

સ્પેન્તમાન જરથુસ્ત્ર આએ દુન્યામાં એક મહાન પેગામબર તરીકે બુલંદ દરજજે પુગી ચુકા હતા.

ગોલામ બારગીનું કામ કરનાર અને અધર્મી માણસ જરથુસ્ત્ર સાહેબને રાજી રાખતા નથી.

આય દુન્યામાં ખરાબ માણસો ભલા માણસો ઉપર ટુંક વખત માટે કદાચ ફાવી પણ જાય, પણ છેવટે તે બુરો આદમી ભલા આદમીને હાથે કચડાઇ જાય છે, (યાને શીકસ્ત પામે છે.)

બુરો આદમી છેવટની ઘડીએ સુખની તલબ કરે છે, પણ તેના બુરાં કામને લીધે સુખના દરવાજા તેને માટે બંધ રહે છે.

જેઓ જરથોસ્તી ધર્મના ફરમાનો કબુલ રાખતા નથી તેઓથી કોઇપણ ખુબીવાલું કામ થઇ શકતું નથી.

જરથોસ્તી ધર્મના ફરમાનો નહિ માનનાર શખસ ગાય ઢોરની પરવરશી કરી શકતો નથી.

જે ભલો બદલો પેગામબર જરથુસ્ત્ર સાહેબે રાસ્ત દીનદારોને આપ્યો હતો, તેવોજ બદલો દરેક રાસ્ત અને નેક મનશ્નીવાલા જરથોસ્તીને મલશે.

સારી દયાનતથી, અને ભલાં કામોથી જે ફાયદો હાંસલ થાય છે તે પાદશાહ ગુસ્તાસ્પે જાતે અનુભવ્યું હતું.

જરથુસ્ત્ર સાહેબની માફક દરેક મરદે નીતીવાન સદગુણી અને પરહેઝગાર સ્રીને પોતાની ધણીયાણી કરવાની ખાહેશ રાખવી જોઇએ.

દાદાર અહુરમઝદની બંદગી કરતાં તે સાહેબ પાસે એવા ગુણની ખાહેશ કરવી કે જેનાથી લોકોનું ભલું કરી શકાય.

એક સંપુર્ણ મનશ્નીવાળો આદમી પોતાનાં ડહાપણ, સારા સુખન અને નેક કામથી દુન્યાને આબાદ કરે છે.

ઉપર જણાવેલો શખ્સ દાદાર અહુરમઝદ તરફથી સુખ તથા સત્તા મેળવે છે, અને તેવોજ આશીરવાદ આપણે મેળવવા કોશેશ અને ભકતી કરવી જોઇએ.

આગળ થઇ ગએલા તથા હાલના અશો અને પરહેઝગાર ભલા આદમીઓને ખરા પ્યારથી યાદ કરી તેઓના જેવા થવાની કોષેશ કરવી જોઇએ.



# વહીશ્તોઇશ્ત ગાથમાં આવેલાં શિક્ષણો.

## ગાથા વહીશ્તોઇશ્ત.

### હા ૫૩.

જરથુસ્ત્ર સાહેબે પોતાની બંદગીનાં બળથી બે બક્ષેશો મેળવી હતી. ૧) હંમેશગીનું સુખ, ૨) દીન ફેલાવવામાં ફતેહ.

દરેક ઘરધણીઆણીએ પોતાના ખાવીંદની મસલેહતથી સારી મનશ્નીથી અને ડહાપણથી કામ કરવું જોઇએ.

દરેક ઘરધણીઆણીએ પોતાના ખાવીંદને ઘણાજ વ્હાલથી ચહાવો જોઇએ.

જે સ્ત્રી પોતાના ખાવીંદને, પોતાના માતપીતાને, પોતાનાં સગાં-વ્હાલાંઓને તેમજ પોતાની આસપાસના સર્વેને વફાદાર રહેશે તે પોતાની દરેક મુરાદ પાર પાડશે.

દરેક ધણી અને ધણીઆણીએ, નેક મનશ્નીથી જીંદગી ગુજારવી અને એકબીજાને ચહાતાં રહેવું, જેથી તેઓનો ઘરસંસાર સુખી અને આબાદ રહેશે.

દરેક સ્ત્રી અને પુરૂષે બુરાઇ અને જુઠ્ઠાઇને ખુલ્લી રીતે દુર કરવી.

દરેક સ્ત્રી અને પુરૂષે બેઇઝ્ઝતીથી દુર રહેવું.

દરેક સ્ત્રી અને પુરૂષે પોતાનામાંથી હવસ દુર કરવો.

દરેક સ્ત્રી અને પુરૂષે જુઠ્ઠાઇને દુર કરવી અને સચ્ચાઇ અખત્યાર કરવી, નહિ તો છેવટે અફસોસ કરવો પડશે.

બુરા આદમીઓ હંમેશાં શીકસ્ત પામે છે.

બુરા આદમીઓ ધીકકારાયલા થજો.

બુરા અને જુઠાઓ, ભલાઓ અને રાસ્ત માણુસોથી જખમી અને દુખી થાય છે.

બુરા આદમીઓને કુટુંબ, જાત અને ગામથી દુર કરવા જોઇએ.

બુરા આદમીઓને બેડી પહેરાવી કેદ કરવા જોઇએ.

બુરા આદમીઓ ઉપર દુઃખ અને દરદો આવી પડે છે.

ધર્મના ફરમાનો પ્રમાણે નહિ ચાલનારા આદમીઓથી ધર્મગુરૂઓને દુઃખ વેઠવું પડે છે.

ખુદાતાલાની પાદશાહીમાં અને રાજ તથા સત્તામાં ગરીબ પણ નેક માણુસોને બહેતરી અને બુલંદ દરજ્જો મલે છે.

સમાપ્ત.



**જે કામ મેં સંપુર્ણ કર્યું છે તેનાથી જે કાંઇ ભલું પરીણામ નીપજે તે પાક દાદાર અહુરમઝદની દરગાહમાં પહોંચો!**

